

तत्सत्परमात्मने नमः

# श्री प्रबोधमाला

:: પ્રયોજક ::

## यति मुकुन्दाश्रमजी

વ્યાખ્યાનવાચસ્પતિ — ખંભાત


પ્રસિદ્ધકર્તા

આશાભાઇ સામળભાઇ પટેલ

ઝારોલા.

સં. ૧૯૮૭] પ્રથમાવૃત્તિ [ઇ. સ. ૧૯૩૦

યોગ્ય અધિકારીને ભેટ

મૂલ્યામૂલ્ય



तत्सत्परमात्मने नमः

# श्री प्रबोधमाला

:: પ્રયોજક ::

## यति मुकुन्दाश्रमजी

વ્યાખ્યાનવાચસ્પતિ—ખંભાત

પ્રસિદ્ધકર્તા

## આશાભાઇ સામળભાઇ પટેલ

ઝારોલા.

સં. ૧૯૮૭] પ્રથમાવૃત્તિ [ઈ. સ. ૧૯૩૦

યોગ્ય અધિકારીને ભેટ

મૂલ્યામૂલ્ય



तत्सत्परमात्मने नमः

# પ્રસ્તાવના.

સૃષ્ટિના સર્વ જીવોનું ધ્યેય સુખ છે. તેને માટે જ સર્વ પ્રકારની પ્રવૃત્તિ છે. છતાં સુખનું સ્વરૂપ સમજવામાં મત ભેદ હોવાથી દરેકના પ્રયત્નો ભિન્ન ભિન્ન જોવામાં આવે છે. આવા પ્રકારના ભેદનું કારણ મનુષ્યોના જન્મ જન્મના સંસ્કારો છે, જેથી વ્યવહારમાં જેને સુખ કહેવામાં આવે છે, તેમાં પણ મતભેદ પડે છે. તેવા જ પ્રકારે પારમાર્થિક સુખ-મોક્ષ મેળવવામાં પણ ભિન્ન ભિન્ન રૂચિને અનુસરી અનેક રસ્તાઓ યોજવામાં આવ્યા છે, તેમાં એક ભજનના પ્રકારનો પણ સમાવેશ છે. જેનો કંઠ મધુર હોય અને લય પૂર્વક ગાતાં આવડતું હોય, તો તેવો માણસ જનતાને ખુશી કરી શકે છે. જો ગાયક તે મર્યાદામાં ન અટકતાં તેનો ઉપયોગ પ્રભુ પ્રસન્ન કરવામાં કરે તો તેને પોતાને તેમ જ અન્યને પણ વધારે ઉપકારક થાય. એ વાત ધ્યાનમાં રાખી આ પુસ્તકમાં ભજનોની યોજના કરવામાં આવી છે. બહુધા તે ભજનોમાંના ઘણાં ખરાં મનમાં થતાં વિક્ષેપોને સમાવવા લખેલાં છે. જેના મનમાં એવી જાતના સંયોગ વશાત ક્ષોભ થાય તેની શાન્તિને માટે ધારશે તો ઉપયોગ કરી શકશે, તેવા જ હેતુથી આ સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

વ્યવહારની કે પરમાર્થની કોઇ વાત બુદ્ધિમાં ન ઉતરતી હોય, તેની સમજણુ કોઇ સુજ્ઞ આપે તો બુદ્ધિ સમજી જાય છે, પરંતુ સમજ્યા પછી મનને તે પ્રમાણે ચલાવવું એ કામ કઠિણતમ છે, કારણકે મન જ્યાં સુધી "અમુક વાતમાં સુખ છે" એ માનતું નથી ત્યાં સુધી તેને કહેવામાં આવે તો પણ તે દિશામાં તે વળતું નથી. રમતીઆળ છોકરાને વિદ્યાના ગમે તેવા ગુણો સમજાવવામાં આવે છતાં તેનું મન રમતમાં જ રહેવાનું ! અમુક સમય સુધી તેને બળાત્કારથી તે દિશામાં ચલાવવામાં આવે ને તેમ કરતાં જ્યારે તેને રસ પડે ત્યારે જ તે રમતમાંથી ઉપરામ પામે છે, તેજ વાત મનને લાગુ પડે છે. અનેક જન્મથી સંસારના સુખની સત્યતા મનમાં ભરાઈ બેઠી છે, જેથી મનને એ તૃષ્ણા છોડવા અનેક વખત કહેવામાં આવે છતાં મન તેને ત્યજી શકતું નથી, પણ જ્યારે બીજાને શીખામણ આપવી હોય ત્યારે સંસ્કારી બુદ્ધિ આગળ થઇ શિક્ષા આપી શકે છે. આ પ્રસંગને ધ્યાનમાં રાખી કોઇ વિદ્વાને કહ્યું છે કે—

**परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।**
**धर्मे स्वीयमनुष्ठानं कस्यचित्तु महात्मनः ॥**

અર્થ—બીજાને ઉપદેશ કરવામાં સર્વ પુરૂષોનું પાંડિત્ય સુલભ છે પણ ધર્મમાં પોતાનું અનુષ્ઠાન તો કોઈ મહાત્માનું જ છે. એટલે મજબુત મનવાળો જ મોક્ષના માર્ગમાં આગળ ચાલી શકે છે. એ રીતે ચાલનારના હાલ પણ નાનાં બાલકના જેવા થાય છે. બાલક ચાલવા શીખે છે ત્યારે અનેક વખત પડે છે, વાગે છે પણ ખરૂં, છતાં જો અભ્યાસ છોડતું નથી. પરિણામે ચાલવાને બદલે દોડતાં પણ શીખે છે, તેમ પરમાર્થિક પથમાં પણ ચાલનાર અનેક વખત પડે છે છતાં ખંતથી આદરેલા ઉદ્યોગને છોડતો નથી તો છેવટે જરૂર પાર પહોંચે છે. આ પુસ્તકમાં પણ તેવી જાતની ઠોકરોની જ વાતો છે, તેમાંથી સાર લેવો એ સુજ્ઞોનું કર્તવ્ય છે.

એક એવી કહેવત છે કે "ગાય તે ગાય, ઘાસ ખાય અને દૂધ બીજાને પાય, આપ ધાવ્ય તો કોઇક જ થાય." જેમ કોઇક જ ગાય પોતાનું દૂધ પોતે પીએ છે તેમ ગાનારાઓમાં પણ પોતાના મનને ઉપદેશ આપવાની ભાવનાથી કોઇક જ ગાય છે, અને એવી રીતે ગાવાથી જ મનમાં અમુક પ્રકારના સંસ્કાર પડતાં છેવટ મન બળવાન્ થઇ, બહિર્મુખ વૃત્તિઓને પાછી વાળવામાં તથા દબાવવામાં સમર્થ થાય છે, ત્યારે જ 'મનનો ગુરૂ મન' બને છે એમ થતાં રસ્તો બહુ જ સુલભ થાય છે, એવાં વાક્યો આ લઘુ ગ્રંથમાં ઘણાં છે, તેથી જ આ ગ્રંથ પ્રસિદ્ધ કરવા માટે યત્ન કર્યો છે.

માર્ગ બે પ્રકારના છે. (૧) પ્રેયસ (૨) શ્રેયસ. આ પુસ્તકમાં શ્રેયસ્ માર્ગ પરજ લક્ષ રાખવામાં આવ્યું છે. શ્રેયસ્ માર્ગે જનારાને શ્રવણ પછી મનન અને નિદિધ્યાસનની ખાસ જરૂર છે, તેવું ઇચ્છનારા મનુષ્યોને આ ગ્રંથ પરમ ઉપયોગી છે.

એક વાત અત્રે સ્પષ્ટ કરવામાં આવે છે કે આ માળા ગુંથનાર કવિ નથી, તેમ કવિતાના ઊંડા રહસ્યની પણ ખબર નથી. તેમણે તો પોતાના મનમાં ક્ષોભ થતાં, સાંભળેલા રાગોમાંથી જે રાગ સ્ફુરી આવ્યો તેના સામાન્ય સ્વરૂપને ધ્યાનમાં રાખી પોતાના મનના સમાધાન માટે આ પદો લખ્યાં છે, માટે આ માળાને મનન રૂપે ફેરવનારાઓએ અથવા માળા સ્વરૂપે જોનારાઓએ તેના મણકા કાવ્ય રૂપે બેડોળ દેખાય તો તે તરફ દૃષ્ટિ ન કરતાં જે સાર રૂપ દેખાય તેનુંજ ગ્રહણ કરવું. એમ સૂચના છે. પંડિતો અને નિપુણ કવિયો તો ઉપેક્ષા દૃષ્ટિ જ રાખશે. અસ્તુ.

પુસ્તકને શોધવાનો યથાસાધ્ય યત્ન કરવામાં આવ્યો છે, છતાં ભૂલો સમજાય તો સુજ્ઞો સુધારીને વાંચશે.

જે જે ભાવને અનુસરી પદ્યો લખવામાં આવ્યાં છે તેને પુષ્ટિ આપે તેવા એક એક શ્લોકની પણ યોજના કરવામાં આવી છે, અને સામાન્ય લોકો તે સમજી શકે માટે ભાવાર્થ પણ લખવામાં આવેલ છે. તો સજ્જને સાર ગ્રહણ કરશે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાને ખર્ચ ઝારોલાવાસી પટેલ આશાભાઇ સામળભાઇએ કેવલ નિષ્કામભાવથી આપી પોતાની કમાઇની સાર્થકતા સાધી છે એટલુંજ નહિ પણ વેદાન્ત જિજ્ઞાસુઓને જ્ઞાન-ભાવવાનો માર્ગ સરલ કરી આપ્યો છે. તો જિજ્ઞાસુઓ તેનો જરૂર લાભ લેશે એવી સૂચના પૂર્વક રા. આશાભાઈને ધનનો સદ્વ્યય કરવા ઇશ્વર સન્મતિઆપો એ શુભ સંકલ્પમાંજ પ્રસ્તાવના પૂર્ણ કરવામાં આવે છે ઈતિશમ્.

સં. ૧૯૮૬ ના ચૈત્ર સુદિ ૧ ને સોમ.<br>
તા. ૩૧-૩-૩૦ ખંભાત<br>
ચન્દનલક્ષ્મી પાઠશાળા.

} સ્વામી પ્રણવાશ્રમ.





तत्सत्परमात्मने नमः

# श्रीप्रबोधमाला

## मंगलाचरण

कलावत्रापि दोषाढये विषयासक्तमानसः ।
कृत्वापि सकलं पापं गोविन्दं संस्मरञ्छुचिः ॥

## ઉદ્દેશ

### દોહરો

મોહનિંદમાં મન પડયું, ભ્રમથી પામે દુઃખ;
પ્રબોધ દૈ જાગ્રત્ કર્યું, થવા સુખ સન્મુખ

**અવતરણિકા**—નિત્ય, શુદ્ધ. બુદ્ધ, મુકતાદિ આત્મસ્વરૂપને ઉપદેશ સંભવતોજ નથી. પણ સર્વ પ્રકારની ઉપાધિને ઊભી કરનાર મન છે માટે તેને સમજાવવાની જરૂર જણાતાં પ્રસંગાનુરૂપ પદ્ય રચના થઇ છે તેમાં—

### મણકો—૧

( રાગ-ગરબી )

મન છે મન છે મન છેરે, બંધ મોક્ષનું કારણ મન છે.
એ સાચાં શ્રીવેદ વચન છે રે—બંધ-ટેક
દશ્ય પ્રપંચ દિલથી દેખાઓ, મન વિલાતાં ગગન છે રે બંધ ૧
મારૂં ને તારૂં એમ મન માને છે, સુષુપ્તિમાં તો શૂન્ય છે રે. બંધ ૨

સુખ દુઃખ એ સહુ મનની લીલા, મનનાં માન્યાં પાપ પુન્યછેરેબંધ ૩
ધર્મ અધર્મને મન ધારે છે, સાક્ષી તે નિરંજન છે રે બંધ ૪
આકાશ, અગ્નિ, પૃથ્વી ને પાણી, તેમજ મનથી પવન છે રે બંધ ૫
તે માટે મૂકતાં મન થકી મમતા, મુકુન્દ આનંદઘન છે બંધ ૬

પ્રમાણ—

**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।**
**बन्धनं विषयासक्तं मुक्तं निर्विषयं स्मृतम् ॥**

**ભાવાર્થ**—મનુષ્યોનું મનજ બંધ અને મોક્ષનું કારણ છે. વિષયાસકત મન બંધન છે તથા નિર્વિષયીમન એ મુક્તિ છે.

---

અવતરણિકા—જેમ લોકમાં ધૈર્યપૂર્વક કષ્ટો સહન કર્યાવિના લોકોત્તરતા (સમાજમાં શ્રેષ્ઠતા) પ્રાપ્ત થતી નથી. તેમ પરમાર્થમાં પણ દ્વન્દ્વ ( લાભહાનિ, શીતોષ્ણ, સુખદુઃખ વગેરે )માં અડગ રહ્યા સિવાય માયા તળે દબાએલું મન માયારૂઢ થઇ શકતું નથી માટે—

### મણકો ૨
### મનહર

ચાંચવાતણો પ્રહાર, પડતો પ્રથમ વેઠી;
રાસભરોહણ કરી, પંથમાંહે પળ્યો છું.
કુલાલના પાદ તણો, પૂરણ પ્રહાર સહી;
પાણીના સ્વરૂપમાંહે, એક રસે મળ્યો છું;
ટપલાંની ટાપલીઓ, તનમાં પડી અપાર;
પક્કો બતાવવા પ્રેમ પાવકમાં બળ્યો છું.
કષ્ટ એટલું તે જ્યારે, કાયાયે સહન કર્યું;
ત્યારે આજે સુંદરીના, શિરપર ચડયો છું.

પ્રમાણ

**रक्षा तितिक्षासदृशी मुमुक्षो-**
**र्न विद्यतेऽसौ पविना न भिद्यते ।**

यामेव धीराः कवचीव विघ्ना-
न्सर्वांस्तृणीकृत्य जयन्ति मायाम् ॥

ભાવાર્થ—મુમુક્ષુની તિતિક્ષા જેવી કોઇ રક્ષા જણાતી નથી આ રક્ષા વજ્રથી પણ ભેદાય તેવી નથી જેને ધીરપુરૂષો કવચ જેવી કરીને સર્વ વિઘ્નોને તૃણ સમાનગણી માયાને જીતે છે

---

અવતરણિકા—અધ્યાત્મશાસ્ત્રનો એવો નિયમ છે કે જે જ્ઞાનીનાં સ્વભાવસિદ્ધ લક્ષણો; તેજ મુમુક્ષુનાં યત્ન સાધ્ય સાધનો ગણાય છે જેમ—

મણકો ૩

[ દોહરો ]

માન* બડાઇ ના કરે, દંભ ન રાખે દિલ,
પીડા પરને નવ કરે, સહનપણું ને શીલ. ૧
સેવા સદ્ગુરૂની સદા, શુચિ ભીતરને બ્હાર;
શમ દમ વૈરાગી અતિ, ત્યાગે વિષય વિકાર ૨
જન્મ જરાને વ્યાધિના, દુઃખનો કરે વિચાર;
સ્ત્રી, ગૃહ દેહાધ્યાસનો, દૂર કરે સહુ પ્યાર ૩
ઇષ્ટ અનિષ્ટની પ્રાપ્તિમાં, સદાય ચિત્ત સમાન;
નવધાભક્તિથી અહો-નિશ હરિનું ધ્યાન ૪
અતિ રહે એકાન્તમાં, કરે તત્ત્વ વિચાર;
નિષ્ઠા આત્મ જ્ઞાનમાં, વૃત્તિ બ્રહ્માકાર ૫
હર્ષ શોક હૈયાવિષે, કદિ નહિ દેખાય;
સદા સરલતા ચિત્તમાં, તે જ્ઞાની કહેવાય ૬
યમ નિયમમાં નિરતએ, અભિમાનથી દૂર:
મુકુન્દ લક્ષવિષે રહે, જ્ઞાનીને ભરપૂર ૭

---

* શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૧૩ શ્લો-૭થી-૧૧

પ્રમાણ—

> अक्रोधवैराग्यजितेन्द्रियत्वं
> क्षमादयाशान्तिजनप्रियत्वम् ।
> निर्लोभदाता भयशोकहर्ता
> ज्ञानस्य चिह्नं दशलक्षणानि ॥

ભાવાર્થ—ક્રોધરહિતપણું, વૈરાગ્યભાવના, જિતેન્દ્રિયતા, ક્ષમાવાન્, દયાળુ, શાન્તિયુકત, જનપ્રિયત્વ, નિર્લોભી છતાં દાતા તેમજ ભય શોકને હરનાર, આ દશ જ્ઞાનવાનનાં લક્ષણો છે.

---

અવતરણિકા—સંસારનાં સુખોની ઇચ્છાથી ગમે તે સંપ્રદાયમાં જોડાવાથી મનુષ્ય સ્થિર રહી શકતો નથી. તેમ અનુભવ પણ મેળવી શકતો નથી. માટે અનુભવ ઇચ્છનારે અસ્થિર વૃત્તિથી આમ તેમ નહિ ભટકતાં પોતાને રૂચે તેવા શાસ્ત્રોકત સંપ્રદાયમાં, નિશ્ચલ રહી, બીજાની નિંદા નહિ કરતાં, સંતોષ રાખી યત્ન કરવો. તેથી—

### મણકો-૪

(રાગ—જીવકાયાને કહેછે રે)

મન શીદને તું ભટકેરે, ભવાર્ણવ ખારામાં;<br>
દેહ નાવ ડૂબાડે રે, લાવી આમ આરામાં. ૧

નામ રૂપ માયાનાં રે, જાણી તેને શીદ ગ્રહે;<br>
કાચાં સુખ છે કાયાનાં રે, સમજી તેને શીદ ચહે. ૨

શ્વેતરૂપ સોમલનું રે, ખાયે તેનાં પ્રાણ હરે;<br>
વાસનાને વરતાં રે, જન્મને મરણ ઠરે. ૩

સ્વપ્ને સો મણ જમતાં રે, ભાગે નહિ ભૂખ જરી;<br>
ભવ-વિષયોમાં રમતાં રે, જવાબ ન સુખમાં ઠરી. ૪

માટે મન જા માની રે, પ્રભુપદ પ્રીત ધરી,
એ છે નિગમ નિશાની રે, અખંડ સુખ રહેશે વરી. ૫
તોડી આશાની ફાંસી રે. મુકુન્દ શરણે રહેજે;
આપે થઇ આવિનાશી રે, અહંબ્રહ્મ તું કહે જે. ૬

પ્રમાણ—

संतोषामृतपानेन ये शान्तास्तृप्तिमागताः ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥

ભાવાર્થ—જેઓ—શાન્ત પુરૂષો સંતોષરૂપી અમૃતના પાનવડે તૃપ્તિને પામ્યા છે. તે તૃપ્તિ અહિંથી તહીં દોડતા ધનના લોભીઓને ક્યાંથી મળે ! નજ મળે.

---

અવતરણિકા—સંસારની પ્રબળ અહંતા મમતા પ્રભુભજનને ભૂલી જનારી છે. એજ મમતા સર્વ દુઃખનું મૂળ છે. એ ઉપર—

મણકો-૫

( રાગ-મહત્તા કોની સાથે માણું )

મૂરખ મન હરિને શેં નવ ભજે, જગતની બાજીને ના તજે ટેક
દેહ નહિ તું નહિ એ તારો, શીદ વૃથા ગભરાય;
નામ રૂપની જાળ જોઇને. અંધારે અથડાય. મૂરખ—૧
વિષય વાસના મૂળ દુઃખનું, સુખ તેમાં નહિ લેશ;
દેહ દૃષ્ટિએ જગત્ દેખતાં, પામીશ પૂરણ કલેશ. મૂરખ ૨
કર્મો કેરો કર્તા થઇને, શીદ વહે છે ભાર;
મોહ અને મમતા મેલીને, થાને નિરહંકાર, મૂરખ ૩
સ્વપ્ને ધનને ભેળું કીધું, સ્વપ્નામાં વળી રંક:
સ્વપ્ન વાતને સાચી માની, ગણે વિધિના અંક મૂરખ ૪
મિથ્યા મમતા માની મનવા, શીદ મોહે મધ લાળ;
આજ કાલમાં હું તું કરતાં, કાળ મારશે ફાળ. મૂરખ, ૫

જન્મ મરણુની ઘાંટી વસમી, દાવાનળ સમ દુઃખ;
માટે મતિ તું ઉલટ કરીને, થા મુકુન્દ સન્મુખ. મૂરખ ૬.

પ્રમાણુ—

अशनं मे वसनं मे जाया मे बन्धुवर्गो मे।
इति मे मे कुर्वाणं कालवृको हन्ति पुरुषाजम् ॥

ભાવાર્થ—મારૂ આ અન્ન, આ મારૂ વસ્ત્ર, આ મારી સ્રી, અને આ મારો બંધુવર્ગ, એમ મારૂં મારૂં કરનાર પુરૂષરૂપ બકરાને કાળ રૂપી વરૂ મારી નાખે છે.

---

અવતરણિકા—જેમ ઝાકળનાં બિંદુઓ ચાટવાથી તૃષાની શાન્તિ થતી નથી તેમ વાસના પ્રમાણે વલખાં મારવાથી યથાર્થ આનંદ મળતો નથી.—માટે.

## મણુકો ૬

### (રાગ કાલીંગડાની છાયા)

મન આમ તું કાં અથડાવે (૨)
સ્વ સ્વરૂપનું ભાન ભૂલાવે—મન—ટેક
દ્વૈત દૃષ્ટિથી તું દોડે છે. મિથ્યામાં પ્રીતિ જોડે છે;
ખ પુષ્પ હાથ નહિ આવે—મન—૧
એક તજીને અન્ય ગ્રહે છે, સદા વાસના વાટે વહે છે;
તે જન્મને મરણુ કરાવે,—મન—૨
જળ પરપોટો જ્યમ ઝટ ફૂટે, ત્યમ ક્ષણિકમાં આયુષ્ય ખૂટે;
તે દેહનો ગર્વ તું લાવે—મન—૩
રૂધિર, માંસને અસ્થિ એમાં, વિષ્ટા મૂત્ર ભર્યાછે તેમાં;
તે સ્વાદ તુને કેમ ભાવે—મન—૪
દેહી થઇને દેહ જુએ છે, માટી ગ્રહીને મણિ ખુએ છે,

કાં ગાંઠની મૂડી ગમાવે-મન-૫
દેખતી આંખે કૂપ પડે છે, ચોરાશીને ફેરે ચડે છે;
તે રાહ કુરાહ તું ધાવે-મન-૬
સત્ય સમજીને જૂઠું ગ્રહે છે, ઉંચે રહીને નીચે જુએ છે;
કહી સત્ય અસત્ય કરાવે-મન-૭
કરી કલ્પના માયા ફન્દે, નિર્બન્ધ તું પડીઉં બંધે:
દેખીતી ભૂલ કરાવે-મન-૯
સહુ વાસના દૂર કરીને, હન્મંદિરમાં સ્થિર રહીને;
શ્રીમુકુંદ કયમના ગાવે-મન-૧૦

પ્રમાણ—

असत्पदार्थानुभवेन किंचि-
न्नह्यस्ति तृप्तिर्न च दुःखहानिः ।
तदद्वयानन्दरसानुभूत्या
तृप्तः सुखं तिष्ठ सदात्मनिष्ठया ॥

**ભાવાર્થ**—અસત્ય પદાર્થના અનુભવથી તૃપ્તિ થતી નથી અને ખરેખર દુઃખ હાનિ પણ નથી. અદ્વૈત આત્માના આનંદરસના અનુભવ વડે તૃપ્ત થએલો તું સુખ પૂર્વક, આત્મ નિષ્ઠા વડે હમેશાં શાન્ત રહે.

---

**અવતરણિકા**—મનને યત્ન પૂર્વક આંતર્મુખ કર્યા છતાં તેના મૂળસ્વભાવને અનુસરી તે બહિર્મુખ થાય છે. તેવે સમયે મુમુક્ષુએ જાગ્રત રહેવું જોઇએ. તેટલા સારૂ-

### મણકો ૭

( રાગ-કાયા જીવને કહે છેરે )

સ્વપ્નાની બાજીરે, હવે શાને થાદ કરે;
નથી સોગઠી કાચીરે, તો પાકવી કોને પડે. ૧

જ્યાં વર્ણું ન દીસેરે, તથા ગુણુ માયાના;
શુભ અશુભ ન પ્રીછેરે, ઓળા એ કાયાના ૨
તેમાં સાચું ને જૂઠું રે, જગત્ જંગલ જેવું,
ખાધી મૂગાએ સાકરરે, આતો થયું એવું ૩
સ્વાદ શી પેર વરણેરે. આંગળીએ ઇશારા કરે;
એ અજર અરસનો રે, નિરસ કોઇ ભોગ કરે. ૪
અન્ય કોઈ ન દેખેરે. ખરો જાદુનો દરિયો;
બ્રહ્મ સચ્ ચિદ્ રૂપેરે, આનંદ થકી ભરીઓ. ૫
તેમાં શું હવે લઇએરે, કહો મૂકી શું દઇએ;
મળી મુકુન્દ સાગરમાંરે, નદી રૂપ ભૂલી જઈએ.

**પ્રમાણુ—**

**भोगौघवासनां त्यक्त्वा त्यज त्वं देहवासनाम् ।**
**भावाभावौ ततस्त्यक्त्वा निर्विकल्पसुखी भव ॥**

**ભાવાર્થ—**ભોગસમૂહની વાસનાને ત્યજીને તું દેહ-વાસનાને પણ ત્યજ. તેમજ ભાવ અને અભાવ એ બેઉનો ત્યાગ કરી કલ્પના રહિત થઇ સુખી થા.

---

અવતરણિકા—પરમાત્મામાં અધ્યસ્ત રહેલી માયાના પ્રભાવથી આ સંસાર ચક્ર નાટક સ્વરૂપે ફરીરહેલ છે. અજ્ઞાની તેમાં થનારા ફેરફારો જોઇ હર્ષ શોક પામે છે. ત્યારે જ્ઞાની તેમાં વિચાર દૃષ્ટિથી આત્માનોજ અનુભવ કરે છે. તેથી—

મણુકો ૮

( રાગ કાલીંગડાની છાયા )

શી કુદરત ખેલ કરે છે. (૨)
આ ચક્કર કેમ ફરે છે—શી—ટેક.

એક ધાર્યું ત્યાં બીજું થાયે, બીજામાં ત્રીજુ સમજાએ;
એમ એક અનેક ઠરે છે-શો-૧
જ્યાં પાણી ત્યાં કાદવ ન્હોએ, રેતીના રણમાં જલ હોએ;
જોએલું જૂઠું ઠરે છે-શો-૨
પ્રકાશમાં અંધારૂં થાએ, તિમિર માંહે તેજ જણાએ;
એમ સત્ય અસત્ય ઠરે છે-શો-૩
લીલામાં પીળું પરખાએ, પીળામાં લીલું દેખાએ:
સૌ રંગ બે રંગ ઠરે છે-શો-૪
ભોકતા તે અભોકતા જેવો, અકર્તા કર્તાછે તેવો;
આ ઉલટ ફેર ફરે છે-શો-૫
ભ્રાન્તિનો ભૂલાવો ભારે, કોઇક વીરલા ધીરજ ધારે;
સહુ અન્ય કુટાઇ મરે છે-શો-૬
જન્મ કહેતાં મરણ ઠરે છે, મૃત્યુ જન્મની માંહે રમે છે;
તે કુદરત કળા ઠરે છે-શો-૭
કુદરત તો શકિત છે તારી, તારાથી કેમ થાશે ન્યારી;
સહુ મુકુન્દમાં વિરમે છે-શો-૮

પ્રમાણ--

सन्नाप्यसन्नाप्युभयात्मिका नो
भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो ।
सांगाप्यनंगाप्युभयात्मिका नो
महाद्भुतानिर्वचनीयरूपा ॥

**ભાવાર્થ**—કુદરત–માયા–સત્યરૂપ નથી તેમ અસત્ય રૂપ નથી તેમજ ઉભયરૂપ પણ નથી. અંગ સહિત નથી તથા અંગ રહિત પણ નથી. તેમ ઉભય સ્વરૂપે પણ નથી ત્યારે ? મહા અદ્ભુત અનિર્વચનીય રૂપ માયા છે.

અવતરણિકા—અવિદ્યા અજ્ઞાનમાં ઊંઘતા જીવને જગાડતાં કહે છે માટે—

## મણકો ૯

### ( રાગ પ્રભાત )

અહં મમ ઉંઘથી જાગ ઝટ જીવડા, કાળનો પાશ તો કંઠ પડીઓ,
વિષય સીડી વતી, માયાના મ્હેલમાં, મન માકડા સંગ તું શીદ ચડીઓ
અહં ૧

દ્વાર દશ દીપતા, પણ દગાથી ભર્યાં, ભૂલીને ભાઈ તું કેમ પેસે; ?
મિથ્યા મમતા થકી, મૂળ મૂકી ખરૂં, જન્મ ને મરણનું દુ:ખ સહેશે.
અહં ૨

મૂળવનો મ્હેલએ, પલકમાં પડી જશે, ખડી જશે ખોટડાં સર્વ હેઠે;
દામના લોભથી, ફોગટ ફળ પામતાં, પ્રાણની હાણ લોભીની પેઠે.
અહં ૩

કુંભ કાચા સમી. કૂડી કાયા ખરે, તે તણા સુખમાં કેમ રાચે ?,
હૈયું ફૂટયા થકી, હરિ હીરો પરહરી, મોહી રહ્યો મૂરખા કેમ કાચે.
અહં ૪

દશ્ય દરીઆ વિષે, શીદને ડૂબતું, કલ્પના નીર તે સત્ય ન્હોયે;
સ્વપ્નના સિંહને ન્યાળીને નેત્રથી, જાગી જોયા વિના શીદ રોયે,
અહં ૫

શુદ્ધ ને સત્ય છે સ્વરૂપ તારૂં સદા, આપદા તું વૃથા કેમ વેઠે;
કાળની ફાળમાં તે ન આવે કદી, વ્યાપીયું તે બધે વ્યોમ પેઠે.
અહં ૬

માટે મમતા તજી, સ્વરૂપ દૃષ્ટિ સજી, લક્ષને સદા તું સ્થિર કરને;
મુકુન્દાબ્ધિવિષે, એકરૂપ ધારીને. અહંપદ ત્યાગીને મન મરને,
અહં ૭

પ્રમાણ—

देहोऽहमित्येव जडस्य बुद्धि-
　　देहे च जीवे विदुषस्त्वहं धीः।
विवेकविज्ञानवतो महात्मनो
　　ब्रह्माहमित्येव मतिः सदात्मनि ॥

**ભાવાર્થ**—જડ-મૂર્ખની બુદ્ધિ દેહમાં હું ભાવનાવાળી છે. અને પંડિતની બુદ્ધિ દેહ તથા જીવમાં અહંભાવવાળી છે. તેમજ વિવેકપૂર્વક વિજ્ઞાની મહાત્માની મતિ 'હું બ્રહ્મ છું' એવા ભાવવાળી સચ્ચિદાનંદ શુદ્ધ આત્મામાં સ્થિર રહે છે.

---

**અવતરણિકા**—ભવ વૃક્ષ ઉપર ભટકતા મનને સ્થિર થવા કહે છે. કે—

## માણુકો ૧૦

**( રાગ હરિ ભજન વિના છોટા હોય તે )**

મન માંકડલા ? ભવ વૃક્ષે ચઢી ભટકે છે શા માટે !
તજી શુદ્ધ કળા, શીદ ભમે છે આમ વૃથા તું ઉચાટે ? ટેક.
ચઢી ડાળે ડાળે દોડે છે, ફલ તજી પાતરાં તોડે છે;
શીદ થતાં ફૂલને મોડે છે—મન—૧
કદિ આંબલી પીંપળે આપ અડે, વટ વૃક્ષ તજી બાવુલ ચડે;
છેક છાપરે જઇને તુંજ પડે—મન—૨
રખડીને કાળ વૃથા ખોયો, જાતાં અવસરને ના જોયો;
તજી મણિ મૂરખ કાચે મોહ્યો—મન—૩
કદિ બેસે નહિ તું સ્થિર ઠરી, નિજ રક્ષણની નવ યુક્તિ કરી;
વર્ષામાં રહે છે ઠરે મરી—મન—૪

તું ગુંજ પુંજની પાસ જઇ. અગ્નિ સમજીને બેસે તહીં;
પણ તેથી ટાઢ વિલાય નહિ–મન–૫
વિષયફળ ભવનાં દુઃખદાયી, તું તેને શીદ રહ્યું સાહી ?
છે એ સ્વાદુ ખૂરાં ભાઇ–મન–૬
ઇંદ્રવરણું તે આંખો નવ હોયે, તે માંહે તો કાજળ સોહે;
ખરડયું મુખ નવ છોડે તોયે–મન—૭
ચંચળતા તજીને થા શાણું, તો મળશે તારૂં ઠેકાણું;
કેમ ડહાપણ તારૂં વેરાણું–મન–૮
શીદ કૂદે છે કલ્પિત ત્રાસે, મસ્તાન મદારી છે પાસે,
તેનું કહ્યું કર સુખી થાશે–મન–૯
મન મુકુન્દ શરણમાં જા માની, છોડી સૌ તારી નાદાની;
શીખામણ છેલ્લીએ છાની–મન–૧૦

પ્રમાણ–

आनन्दमूलगुणपल्लवतत्त्वशाखं
वेदान्तपुष्पफलमोक्षरसादियुक्तम् ।
एवं विहंग हरितुंगतरुं विहाय
संसारशुष्कविटपे वद किं रतोऽसि ॥

**ભાવાર્થ**—હે વિહંગરૂપી મન ! જેનું આનંદ મૂલ છે, ગુણો પાંદડાં છે, તત્વ શાખાઓ છે, વેદાન્તરૂપી ફુલ છે. અને રસયુકત મોક્ષ ફલ છે એવું હરિરૂપ મહાન્ વૃક્ષ છોડીને સંસારરૂપી સૂકા ઝાડ પર કેમ પ્રીતિ કરે છે ? તેનું કારણ મને કહે ?

---

અવતરણિકા—સંસારરૂપ કારાગૃહમાં જીવાત્મા બંધનમાં પડયો છે. એમાંથી મુકત થવું એ જીવની શકિતની બહારનું કાર્ય છે. તેમાં

જો ઇશ્વર સહાયકરે તોજ છૂટી શકાય છે. તેથી પ્રેમ પૂર્વક ઇશ્વર ચિંતન કરવા કહે છે, માટે—

## મણુકો ૧૧
### ( રાગ ધોળ )

જીવ શીદને ભૂલીને તું ભટકતો;
આ ભવમાં વૃથા અથડાય–પ્યાલો પીને પ્રેમનો–ટેક
આવો ઉત્તમ દેહ ન આવશે, જીતી બાજી તું હારી જાય–પ્યાલો ૧
માયા મોહમાં શીદ મચી રહ્યો, નીર ઓષનાં આવે ના હાથ-પ્યાલો ૨
સુત, વિત્ત, દારાને. સમ્બન્ધીઓ, તેતો કોઈ ન આવે સાથ. પ્યાલો ૩
પ્રભુ રટણ મૂકી રટને ચડયો, નરતન રતન એળે ખોય પ્યાલો ૪
માથે કાળની નોબત ગડગડે, જીવ જાગીને કયમ નવ જોય. પ્યાલો ૫
માયા રેતી મોતી પેરે ચમકતી, તેમાં આત્મ છે સત્યસ્વરૂપ પ્યાલો ૬
અધીરાઇથી એ નહિ સાંપડે, સ્થિરવૃત્તિથી તું તદ્રૂપ પ્યાલો ૭
મમતા કિલ્લા મહીં કેદી તું બન્યો, ચોકીએ છે અહં સરદાર પ્યાલો ૮
જગ સત્ય બેડી તારા પાયમાં, તેથી ચાલી શકે ન લગાર પ્યાલો ૯
તાળું તૃષ્ણા'તણું માર્યું બારણે, કામ ક્રોધ છે બંધ કપાટ પ્યાલો ૧૦
તેથી ઉજડ માંહે તું આથડે, ખાયે જન્મ ને મર્ણ થપાટ પ્યાલો ૧૧
વિષય બાગ દિસે રળીયામણો, ખીલ્યાં રૂપથી રંગીત પુષ્પ પ્યાલો ૧૨
મિથ્યા મોહ્યો સુગંધમાં મૂરખા, ન્હોયે સુરભિએ તો છે શુષ્ક પ્યાલો ૧૩
ખોટી ગંધે ખોટી શીદ થાયછે, તારો,જાયછે સ્વર્ગનો સાથપ્યાલો ૧૪
માટે આળ પંપાળને છોડીને, ભજ મુકુન્દ નિરંજન નાથ પ્યાલો ૧૫

પ્રમાણ—

रे चित्त चिन्तय चिरं चरणौ मुरारेः
पारं गमिष्यसि यतो भवसागरस्य ।
पुत्राः कलत्रमितरे नहि ते सहायाः
सर्वं विलोकय सखे मृगतृष्णिकाभम् ॥

**ભાવાર્થ**—હે મન પરમાત્માના બેચરણને દીર્ઘકાલ સુધી ચિંતન કર. જેથી ભવસાગરના પારને તું પામીશ. કેમકે, પુત્રો, સ્ત્રી, અને બીજા સમ્બન્ધીઓમાંથી અંતે કોઈ તારૂં સહાયક નથી માટે હે મિત્ર ! બધું જગત્ મૃગતૃષ્ણિકા-ઝાંઝવાના જલ જેવું જો.

---

**અવતરણિકા**—શ્રીકૃષ્ણભગવાન્ સ્પષ્ટ આજ્ઞા કરે છે કે જીવનો અ-ધિકાર કર્મ કરવાનો છે ફળ મેળવવાનો નથી. ફળનો અધિકાર ઇશ્વ-રને હાથ છતાં, પોતાનો અધિકાર માની ફળ લેવા દોડતો જીવાત્મા પ્રયત્નમાં નિષ્ફળ થતાં દુઃખ માને છે તે ઉપર—

## મણકો ૧૨

### દોહરો

ચિત્ત કરે શું શોચના, શાસ્ત્ર કરે છે સાન;
તારૂં ધાર્યું થાયના, હરિઇચ્છા બળવાન્. ૧
મોહનથી કરી મિત્રતા, પાંડવ રખડયા રાન;
બાર વરસ દુઃખ ભોગવ્યું હરિઇચ્છા બળવાન્ ૨
સતી પડયાં સંકટ વિષે, સત્ય પતિ શ્રી રામ;
વેઠી વિરહની વેદના, હરિઇચ્છા બળવાન્ ૩
દિલથી ત્યાગી દેવને, ધાર્યું નળનું ધ્યાન;
અઘોર વનમાં તે તજે, હરિઇચ્છા બળવાન્ ૪
નીર ભર્યું છે નીચનું. રાયે છોડી માન્;
વેચ્યાં નારી સુતને, હરિઇચ્છા બળવાન્ ૫
કુળમોટું શ્રીકૃષ્ણનું, ગયું જંગલમાં જાન;
કોઇ ન પાણી પાય ત્યાં હરિઇચ્છા બળવાન્ ૬
કોલ કરીને ઊંચકયો, ગિરિવર શ્રીહનૂમાન;
અર્ધ પથે પર્વત રહ્યો હરિઇચ્છા બળવાન્ ૭

ઇન્દ્ર મારવા દિતિએ, લીધું જે વરદાન;
પુત્ર મરાયો પેટમાં, હરિઇચ્છા બળવાન્; ૮
અહર્નિશ અહલ્યાતણું, શ્રેષ્ઠ સતી છે નામ;
અહલ્યાની શલ્યા થઇ, હરિઇચ્છા બળવાન્ ૯
તાત યજ્ઞમાં સતી ગયાં, તનમાં લાવી તાન;
પોતાને બળવું પડયું, હરિઇચ્છા બળવાન્; ૧૦
પ્રેમ પ્રભુપદમાં સદા, પતિ પાંડવ બળવાન્;
ખુલ્લે અંગે દ્રૌપદી, હરિઇચ્છા બળવાન્ ૧૧
ચોકી કરતાં માતની, થઇ જીવની હાણ;
કરિ વદન ફળમાં મળ્યું, હરિઇચ્છા બળવાન્ ૧૨
રૂપ માગ્યું પ્રભુ આગળે, કન્યા વરવા કામ;
વાનર મુખ નારદ રહ્યા, હરિઇચ્છા બળવાન્ ૧૩
યજ્ઞો કર્યા ઉમંગથી, લેવાને સુરધામ;
બળિ ગયો પાતાળમાં, હરિઇચ્છા બળવાન્ ૧૪
પ્રગટ મળ્યા મુચકુંદને, મુકુન્દ શ્રીભગવાન્;
તોય જન્મ માથે રહ્યો, હરિઇચ્છા બળવાન્ ૧૫

પ્રમાણ—

भ्रमन्वनान्ते नवमञ्जरीषु
न षट्पदो गंधफलीमजिघ्रत् ।
सा किं न रम्या स च किं न रन्ता
बलीयसी केवल मीश्वरेच्छा ॥

ભાવાર્થ—ઘાડા વનમાં નવમંજરીઓમાં ભમનાર ભ્રમરે ચંપાની કળીને ન સુંઘી ? શું તે કાંઈ રમણીય નહોતી, અને ભ્રમરાને તેમા રમતાં નહોતું આવડતું ? આવડતું હતું. પણ આમ થવામાં કેવલ ઈશ્વરઇચ્છા જ બળવાન્ છે.

અવતરણિકા—સંસારમાંથી સંબોધી જ્ઞાનમાર્ગે દોરનાર કક્કો:

## મણકો ૧૩

### (રાગ-હરિનો મારગ છે શૂરાનો)

કક્કા કામના સર્વે છોડી, વૃત્તિ પાછી વાળોજ્જોને;
વૃત્તિ એકઠી કરી હૃદયમાં, આત્મતત્ત્વને ન્યાળોજ્જોને ૧
ખખ્ખા સર્વે ખોટું જાણી, મનથી મમતા મેલોજ્જોને;
ભક્તિ રણભૂમિમાં વીરા, ધીરા થઇને ખેલોજ્જોને ૨
ગગ્ગા ગુરૂને શરણે રહીને, ભેદો સઘળા તોડોજ્જોને:
અખંડ વૃત્તિ સદાયપોષી, સ્વરૂપ માંહે જોડોજ્જોને ૩
ઘધ્ઘા ઘટમાં રામ રમે છે, એવી દૃષ્ટિ રાખોજ્જોને;
કરી એકતા બુદ્ધિ મુખે, અભેદ અમૃત ચાખોજ્જોને ૪
ચચ્ચા ચતુરતા રાખી ચિત્તમાં, સ્થિરતા સારી કરવીજ્જોને;
બ્રહ્મ વૃત્તિની અભેદભાવના, નિશદિન ઉરમાં ભરવીજ્જોને ૫
છછ્છા છળને છેટે રાખી, સમદૃષ્ટિથી ચાલોજ્જોને:
ભવસાગરથી પાર ઉતરવા, ગુરૂ નાવિકને ઝાલોજ્જોને ૬
જજ્જા જૂઠું કદિન વદીયે, પરમેશ્વર છે પાસેજ્જોને;
મથી મરે ઉપાય કરીને, થાવાનું તે થાશેજ્જોને ૭
ઝઝ્ઝા ઝપટ દઈ માથે જબરી, કાળ રહે છે ફરતોજ્જોને;
જન્મારો તો વૃથા ગુમાવ્યો, હરિ ભજન નવ કરતોજ્જોને ૮
ટટ્ટા ટક ટક શીદ કરે છે, હરિનું ધાર્યું થાશેજ્જોને;
કરે ઉતાવળ ગમે તેટલી, વખતે વ્હાણું વાશેજ્જોને ૯
ઠઠ્ઠા તારો ઠાઠ બધો આ, જ્યાંનો ત્યાં તે રહેશેજ્જોને;
જેવો આવ્યો તેવો જાશે, યમ લેખાં ત્યાં લેશેજ્જોને; ૧૦
ડડ્ડા ડહાપણ તારૂં ત્યાંતો, કશુ ન આવે કામજ્જોને;
માટે ખોટી ખળતા મૂકી, રટને રૂડા રામજ્જોને ૧૧
ઢઢ્ઢા ઢળતાં કાયા તારી, માયા રહેશે અળગીજ્જોને:
કામ ન આવે કુટુંબકબીલો, શીદ રહ્યો છે વળગીજ્જોને ૧૨

તત્તા તમમાં કેમ ભાસે છે, દીવો રૂડો દિલમાંજોને:
રખડે નજરે નાવે એવો, સદા રહે છે શીલમાંજોને. ૧૩
થથ્થા થપડો બહુ તેં ખાધી, યદપિ રમે છે ભવમાંજોને;
સંત સમાગમ થાંતિ છોડી, દોડે દૈતના દવમાંજોને ૧૪
દદ્દા દાન દીનને આપી, ભાવે ભગવત ભજીએજોને
અંતરથી અહંપદ ત્યાગી, જીવત રૂપે મરીએજોને. ૧૫

ધધ્ધા ધણીતો એકજ કરવો, સતીની રાખી રીતજોને;
તેને નામે સર્વે અર્પણ, જન, તન, મનને વિત્તજોને. ૧૬
નન્ના નિશ્ચય એવો કરવો, જેવો મેરૂ ગિરિજોને;
શ્રદ્ધા વિના સર્વે જૂઠું, ઝાંઝવાનાં નીરજોને. ૧૭
પપ્પા પીંડ પાણી પરપોટો, એક પલકમાં ફૂટેજોને,
દીપક ઝાંખો થાય ક્ષણિકમાં, તેલ જ્યારે ખૂટેજોને. ૧૮
ફફ્ફા ફોકટ શીદને ફૂલે, ભૂલ્યો તારૂ ધામજોને;
અવિચળ પદને અળગુ કીધુ, દોડયો દેખી દામજોને. ૧૯

બબ્બા બુદ્ધિ બગડી સુદ્ધિ, રામા જોઇને રીઝેજોને;
આભં ન આવે ઊંડળ તારે, વૃથા બાવડાં વીંઝેજોને; ૨૦
ભભા ભ્રમણા દૈને છોડી, કુડી કાયા કાચીજોને;
પ્રભુ ભજવાની પળ આ જાએ, ભક્તિ લેને યાચીજોને. ૨૧
મમ્મા માયા હરિની મોટી, દેવ પડયા છે ભૂલાજોને;
એક દેખકે અનેક ન્યાળે, સૌ ઘર રજના ચૂલાજોને. ૨૨
યય્યા યત્નતો જપનો કરજે, ઉત્તમ ફળને આપેજોને;
કોટિ જન્મનાં કિલ્મીશકાળાં કટ કટ તેતો કાપેજોને. ૨૩

રરા રક્ષણ નાથ કરે છે, તેથી ચિંતા તજીએજોને;
પરમ ધામને પંથે પળવા, સત્ય સામગ્રી સજીએજોને. ૨૪
લલ્લા લક્ષ એક કરીને, મનને નાખો મારીજોને;
જીવ શિવના રૂપે સમાશે, જેમ હિમને વારિજોને. ૨૫

વવ્વા વાટ છે વાંકી વસમી, ચિત્તમાં ચેતી લેજેજોને;
આગળ થાએના અંધારૂં, માટે જલદી વહેજેજોને ૨૬
શશા શાન્તિ છે તે પદમાં, જે છે તારો દેશજોને;
આનંદને ત્યાં છે અજવાળું, નથી શોક ને કલેશજોને. ૨૭
ષષા ષોડશ દ્યુતિ તેમાં, રૂડી રહી છે શોભીજોને;
તેનાં દર્શન કરવા માટે, શિવ સરખા પણ લોભીજોને, ૨૮
સસા સત્વર તેમાં જાતાં, પૂરણ પદવી પામોજોને;
રાત દિવસનું ભાન ભૂલીને, સદાય સુખમાં જામોજોને. ૨૯
હહા હૈયે હરખી હરખી, તેમાં જઇને મળીએજોને;
જન્મ મર્ણનાં દુઃખો સર્વે, એક પલકમાં દળીએજોને. ૩૦
ક્ષક્ષા ક્ષણનો નથી ભરૂસો, જેથી જલદી જાગો જોને.
અંગથી આળસ અળગી કરીને, સદ્ય ચાલવા લાગો જોને. ૩૧
જ્ઞાન દીવાને ઘટમાં ધારી, ચિદ્ જડ ગ્રંથી છોડો જોને;
મુકુન્દ ચરણમાં મળવા માટે, જીવાત્માને જોડો જોને. ૩૨

પ્રમાણ—

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोदत ।**
**क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥**

**ભાવાર્થ—હે અધિકારી જનો! ઊઠો, જાગો, અને જ્ઞાની પુરૂષોની પાસે જઇ સ્વસ્વરૂપને જાણો, કવિયો તે માર્ગને અસ્રાની ધાર જેવો તિક્ષણ અને દુઃખેકરી પાર પમાય એવો કઠિણ ગણે છે.**

---

અવતરણિકા—ભવસાગરમાં ભટકીને થાકેલું મન પોતાને શરણે રાખવા પ્રભુ પ્રાર્થના કરે છે જેમ—

## મણુકો-૧૪

( રાગ આશાગોડી )

હાર્યો હવે ભવ ભટકી, હરી હું તો હાર્યો હવે ભવ ભટકી ટેક,
અવિદ્યા અંધારે નાથ રહ્યો છું લક્ષ ચોરાશીમાં લટકી. હરિ-૧
જન્મ મરણનું જોખમ જબરૂં. રાત દિવસ રહ્યું ખટકી. હરિ-૨
ચિન્તા સર્પિણી ચિત્ત ડસી છે, પીડથી મરૂં શિર પટકી. હરિ-૩
વિષ વિષયનું જેમાં ભર્યું છે, એવી માયા મટકી. હરિ-૪
દૂત બુદ્ધિ રહી દોષ નિહાળી, એક ક્ષણુંના અટકી. હરિ-૫
પલ પલ પલટી રૂપ પોતાનું, મન જાએ છે છટકી. હરિ.-૬
મિથ્યા માયા મોહથી મોહ્યો, ચાર દિવસની ચટકી. હરિ-૭
મન મમતા તું શોદ કરે છે, કાળ ન મૂકે કટકી. હરિ-૮
વદું હવે શું નાથ વધારે, જાણો છો સહુ ઘટકી. હરિ-૯
મુકુન્દ મુકાવો મ્હેર કરીને, અહં પદમાં રહ્યો અટકી. હરિ-૧૦

પ્રમાણ—

कृष्ण त्वदीयपदपंकज पंजरान्ते-
अद्यैव मे विशतु मानसराजहंसः
प्राणप्रयाणसमये कफवातपित्तैः
कंठावरोधनविधौ स्मरणं कुतस्ते ॥

ભાવાર્થ—હે કૃષ્ણ ! આપના ચરણ કમલ રૂપી પાંજરામાં, મારો મન રૂપી રાજહંસ આજેજ પ્રવેશ કરો. કારણકે મરણ સમયે કફ વાત, પિત્તથી રૂંધાએલા કંઠમાં આપનું સ્મરણ બની શકશે નહિ.

અવતરણિકા—સામાન્ય રીતે જનસ્વભાવજ એવો છે કે તે બીજાને ઉપદેશ આપે છે, પણ પોતાની જાતને જાગ્રત કરવા તરફ લક્ષ આપતો નથી. માટે—

## અનુક્રમ—૧૫

(રાગ કલ્યાણીની છાયા)

પરની શી પંચાત, મનવા ! પરની શી પંચાત.
તું જોને તારી જાત. મનવા. ટેક.
બીજાને બહુ બોધ કરે છે, ખૂબ કરીને ખાંત. મનવા—૧
કહ્યા પ્રમાણે તું નવ કરતો, દુઃખની ખાએ લાત. મનવા—૨
દ્વૈત પાવકથી ચિત્ત બળે પણ, કથે સ્વરૂપ છે શાન્ત. મનવા—૩
નિરામય નિજ રૂપ બતાવે, રોગથી ગળતાં ગાત. મનવા—૪
મૂકી પર વાતો બન મનવા, મુકુન્દ સ્વરૂપે તાત. મનવા.—૫

**પ્રમાણ—**

शिरसि निहितोऽपि नित्यं
यत्नादपि सेवितो बहुस्नेहैः ।
तरुणीकच इव नीचः
कौटिल्यं नैव विजहाति ॥

**ભાવાર્થ**—નિત્ય માથા ઉપર ધારણ કરી રાખીને ઘણા સ્નેહથી—તેલથી યત્ન પૂર્વક સેવન કર્યા છતાં, સ્ત્રીના કેશની પેઠે નીચ પુરૂષ પોતાની કુટિલતાને ત્યજતો નથી.

---

અવતરણિકા—જેમ આકાશમાં પક્ષીઓનાં પગલાં દેખાતાં નથી તેમ મુમુક્ષુત્વનાં સાધનોનો ઠીક અભ્યાસ કર્યા વિના જ્ઞાની

પુરૂષો—જીવન્મુક્ત સંતો પણ ઓળખી શકાતા નથી. છતાં જિજ્ઞાસુઓ ને કાંઇક દિશા સૂચક જણાવવામાં આવે છે—યથા—

## મણુકો-૧૬

(રાગ-તમે નંદજી ગોકુલ સંચરોરે )

સાને સમજો સાચા સંતનેરે—ટેક.
રખે ભ્રમણમાં ભૂલો ભાળી વેશજો;
વર્ણાશ્રમ ઉપાધિ નહિ કાંઇ એહનેરે;
સહુથી ન્યારો જીવન્મુકતનો દેશજો. સાને-૧
વિચરતા વૈરાગ્ય તણી એ વાટમાંરે,
શાન્તિનું તો પોતે શુદ્ધ સ્વરૂપજો;
નામ રૂપ તજી સહુને હરિરૂપ દેખતારે.
પરા નિંદ્રામાં સ્વયં સદાયે ચૂપજો. સાને-૨
દયાળુ દિલ દિસે દરિયા સમુરે,
ભકત જનોના પૂરે સરવે ભાવજો;
આપે સાધન અધિકારને ઓળખીરે,
કૃતિ દિસે છે કાષ્ટ તણું જ્યમ નાવજો. સાને-૩
નિષ્ઠા એક અખંડ અદ્વૈતમાંરે,
અંતર જેનું નિત્યે છે નિષ્કામજો;
યદચ્છા લાભ થકી સંતોષ છેરે,
દ્વન્દ્વોથી છે ચિત્ત જેનું ઉપરામજો. સાને-૪
આનંદ છાયા મુખપર ઓપતીરે,
જેના નયને નેહ તણું છે નૂરજો;
ભાલ નિરખતાં બ્રહ્મતેજ ભાસે ઘણું રે,
સ્વરૂપ ખુમારી દિસે છે ભરપૂરજો. સાને-૫
માન અપમાન વિષે મમતા નહિ રે,
સુવર્ણ માટી પત્થર એક સમાનજો;

સુખ દુઃખ દેખીને સમતા ધરેરે.
સરખાં સમજે જ્ઞાન અને અજ્ઞાનજો. સાને-૬
મિથ્યા વૈખરી પણ સત્ય ઉચરેરે.
જુઠા જગતમાં સત્ય જુએ ભગવાનજો;
અસત્ય દેહમાં સત્ય નિહાળે આત્મારે;
ખોટા મનને સત્ય બતાવે જ્ઞાનજો. સાને-૭
અસારમાંથી સાર એમ એતો ગ્રહેરે,
તેથી તેને સઘળે ભાસે ગુણજો;
જળ કમળવત્‌વસે સદાયે જગત્‌માંરે;
મુકુન્દ સદ્‌ગુરૂ પોતે પૂર્ણું નિપુણજો. સાને-૮

**પ્રમાણ**—

न खिद्यते नो विषयैः प्रमोदते
न सज्जते नापि विरज्यते च ।
स्वस्मिन्सदा क्रीडति नन्दति स्वयं
निरन्तरा नन्दरसेन तृप्तः ॥

**ભાવાર્થ**-નિરન્તર આનંદ રસ વડે તૃપ્ત સંત પુરૂષ, વિષયસુખો ન મળવાથી દુઃખી થતો નથી, તેમ મળવાથી સુખી થતો નથી વળી વિષય ભોગમાં લેપાતો નથી કે કંટાળતો પણ નથી. કારણ કે તે હમેશાં પોતાનામાં ક્રીડા કરે છે અને પોતે પોતાની મેળે રાજી થાય છે. એવો તેનામાં સમ ભાવ છે,

---

અવતરણિકા—જેના મનમાં દ્વૈતભાવની સત્તા દૃઢ છે તેવો પુરૂષ સ્વાર્થ રત હોય છે. તેથી તે બહાર જે કાંઇ જુએ છે તેમાંથી તેના વિકારી અંતઃકરણમાં અવળુંજ પરિણામ ફલે છે. માટે તેને ત્યાગવા કહે છે કે—

## મણકો-૧૭

### ( રાગ-સહુનું કરો કલ્યાણ )

દેખ્યાનું છે ઝેર, જગતમાં દેખ્યાનું છે ઝેર. ટેક.
દેખા દેખીથી ઉપજે છે, વહાલામાં પણ વેર. જગતમાં.-૧
રામ ભરતને ભિન્ન ભાળીને, કૈકેયે કીધો કેર. જગતમાં.-૨
કૌરવ પાંડવ જુદા જાણી, દુઃખ દીધું બહુ પેર. જગતમાં.-૩
પ્રલ્હાદને કરી પીડ પિતાએ. મનથી તજીને મ્હેર, જગતમાં-૪
હિન્દુ યવનમાં ઇર્ષ્યા ઉપજી. થયા પરસ્પર (લડીને)ઠેર. જગતમાં-૫
જૂદું જોવાનું તે માટે તજીને. સહુ મુકુન્દરૂપે હેર. જગતમાં-૬

**પ્રમાણ-**

**मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ॥**

**ભાવાર્થ-જે આ અખંડ વ્યાપક બ્રહ્મમાં ભેદ ભાવ રાખે છે તે અહંમમથી રાગ દ્વેષમાં પડી વારંવાર સંસારમાં જન્મ મરણને પામે છે.**

---

**અવતરણિકા**-શ્રુતિ—વેદનું એ ડિંડિમ—નગારૂં-છે કે આ સર્વ એક બ્રહ્મ સ્વરૂપ છે. તેવા પ્રકારની ભાવના કરવાને આ પદ ઉપયોગી છે-જેમ-

## મણકો-૧૮

### (રાગ ધીરાની કાફી)

વ્યાપક વસ્યા વહાલોરે, વિશ્વમાંહે એક હરિ;
કોઈ ઠામ નહિ ઠાલોરે, પ્રણવ રહ્યો સભરભરી—ટેક.
નાટક કરવા નટવરે ન્યારાં, ધર્યાં નામને રૂપ,
સહુ સ્થળમાં વસી દેછે શીખામણ, અધિકારીને અનૂપ;
લટકેથી લીલા ભજવેરે, ચતુર ન લેપાય જરી. વ્યાપક ૧

પરમાત્મા થઇ પૃથ્વીરૂપે, બતાવે ક્ષમાનો ભેદ,
ઉંચનીચ વસી કરે ઉપાધિ, તદપિ ધરે નહિ ખેદ;
સહુને પોતાની ઉપરરે, ધરણી તો રાખે ધરી. વ્યાપક ૨

વારિ સ્વરૂપે વિભુજી થઇને, મેલ તૃષા કરે દૂર,
નિર્મળ શાન્ત સદાય રહે છે, બગડે નહિ તે જરૂર;
પરોપકાર કરવામાંરે: વિચિત્ર વૃત્તિ રહ્યા તે ધરી વ્યાપક ૩

અગ્નિરૂપે શ્રી અવિનાશી, ઉપજાવે બહુ અન્ન,
યજ્ઞસ્વરૂપ આહુતિ લઈને, વરસાવે પર્જન્ય;
પેસે જે પાવકમાંરે, રહે છે તે રૂપે ઠરી. વ્યાપક ૪

પવન થયા પરમેશ્વર પોતે, પોષે સહુના પ્રાણ,
સુગંધ દુર્ગંધ સર્વે વહે પણ, માને નહિ વૃદ્ધિહાણ;
ન્યૂનાધિક નવ થાતારે, રાય રંક ભેદ કરી. વ્યાપક ૫

આકાશ તત્ત્વમાં એ અલબેલો, આપબિરાજે એક,
બાવન અક્ષરની મેળવણીથી, ઉઠે છે શબ્દ અનેક.
શુભાશુભમાં સમતારે, કરે નહિ આપ પરી. વ્યાપક ૬

મનુષ્યરૂપે શ્રીમોહનજી. દષ્ટિમાં દેખાય,
અંતઃકરણ ઉપાધિના યોગે, જુજવા ભાવ લેખાય;
સારો નરસો શામળીઓરે, સમજે તેની ટેક ખરી. વ્યાપક ૭

સજ્જનરૂપે એ સુંદરવર ગુણ બતાવે અપાર,
દુર્જનરૂપે દેવ દામોદર, સમજાવે સંસાર અસાર;
એમ ઉભય સ્વરૂપે આપેરે, સત્ય સુબોધ છરી. વ્યાપક ૮

વેરી થઇને વિઠ્ઠલ કરે છે, કુ રસ્તાનો અટકાવ,
મિત્ર બનીને એજ મુરારી; કીર્તિ દશેદિશ ગાય;
એમ સદા શ્યામ સુધારેરે, ચારે મગ ફરી ફરી. વ્યાપક ૯

માનુની રૂપે એજ મહેશ્વર, સમજાવે પ્રેમનો પંથ,
માયાનું રૂપ પણ ત્યાંજ ધટાવે; સકળ જગતનો કંથ;
પ્રભુજી પાજે પ્રીતેરે, રાખી સૌને બરાબરી. વ્યાપક-૧૦
પશુ, પક્ષીને વનસ્પતિરૂપે, આપે બહુ ઉપદેશ;
નિરખીને જોતાં કયાંઇ ન જણાયે, સંશય કેરો લેશ;
છે ચિદ્દ્ઘનનો ચમકારોરે, શાને જવું દિલ ડરી. વ્યાપક-૧૧
સકળ સંસાર તે સુખનો સિંધુ, ગૃહે સુભાગી જન,
દ્વૈત જાળને તોડી કરે જે, અદ્વૈત પોતાનું મન;
મુકુન્દરૂપે મહાલેરે, પૃથક્ નિજ હુંથી મરી. વ્યાપક ૧૨

પ્રમાણ—

**हरिरेव जगज्जगदेव हरिः**
**हरितो जगतो नहि भिन्न तनुः ।**
**इति यस्य मतिः परमार्थगतिः**
**स नरो भवसागर मुद्धरति ॥**

**ભાવાર્થ**—શ્રીહરિ એજ જગત છે અને જગત એજ શ્રીહરિ છે. વસ્તુતઃ હરિથી જગતનું સ્વરૂપ જૂદું નથી જેની આ પ્રમાણે પારમાર્થિક બુદ્ધિ છે તે નર સંસાર સમુદ્રને તરી જાય છે.

---

અવતરણિકા—સંસ્કૃત ભાષામાં જનોક્તિ છે કે **सर्वः स्वार्थं समीहते** અર્થાત્ 'સર્વ સ્વાર્થને ચાહે છે' તે સ્વાર્થ બે પ્રકારનો છે. તેનું કારણ ઉપાધિ છે. અજ્ઞાનીઓ દેહને **स्व** સમજી તેના સમ્બન્ધે સ્વાર્થ સમજે છે અને જ્ઞાનીઓ આત્મ-પરમાત્મને **स्व** સમજી તેના અર્થનો યત્ન કરે છે. તેથી સ્વાર્થને લગતું કાવ્ય બેઉ બાજુ સમજવા જેવું છે. માટે—

## મણુકો ૧૯

છપ્પો

નિજ મતલબને માટ, નવો નિત્ય નેહ બતાવે.
નિજ મતલબને માટ, અધિક અધિક ગુણગાવે;
નિજ મતલબને માટ, હોંશથી હાજર રહે છે;
નિજ મતલબને માટે, જૂઠને સત્ય કહે છે;
નિજ મતલબથી માનવી, એક એકને અનુસરે;
મતલબ સરતાં મુકુન્દ વિણ, મદદ કદિ કો નવ કરે.

પ્રમાણ-

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदार चरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

**ભાવાર્થ**-લઘુ ચિત્ત વાળાને આ મારૂં ને આ પારકું એવી તુચ્છ ગણના રહે છે. અને ઉદાર બુદ્ધિ વાળા મહા પુરૂષોને તો સઘળી પૃથ્વી કુટુંબ રૂપ દેખાય છે.

---

અવતરણિકા—પરિણામે મોક્ષ સાધન-અસાધ્ય નથી એવો વેદાન્તનો ગૂઢ સિદ્ધાન્ત છે. તથાપિ અધ્યારોપાપવાદ ન્યાયે સાધન-સાધ્ય ગણી સાધનોનું વર્ણન કરવામાં આવ્યું છે. વિષયાશક્તિ ચિત્તચાંચલ્ય, અજ્ઞાન—આવરણ અને અસંભાવના તથા વિપરીત ભાવના આદિ અંત કરણના દોષોને દૂર કરવા પૂરતા સાધનો માનવા માં આવ્યાં છે. માટે જીજ્ઞાસુએ તેને મેળવવા-સાધવા યત્ન કરવો. તેથી--

## મણુકો ૨૦

( રાગ-રામ સમરને તું રંગમાં )

જીરે પડવે પચીશ્યો શું પીંડમાં, જોને જાગીને જીવ; (૨,
સંત સ્વરૂપ સમજાવતા, શુદ્ધ સોહં શિવ. (૧)
જ્ઞાનવિના ગતિ નહિ મળે ૯

જીરે બીજે બીજું જે દેખાય છે, તે છે તારો આભાસ, (૨)
ભૂલીને ભ્રમણામાં શું ભમે, ધારી ફોગટ આશ. (૨) જ્ઞાન-૨
જીરે ત્રીજે તજી ત્રણ ગુણને, ન્યાળો નિર્ગુણી નાથ; (૨)
જોનારો જોતામાં જશે, ભાસે બ્રહ્મ સહુ સંગાથ. (૨) જ્ઞાન-૩
જીરે ચોથે અંતઃકરણ ચાર છે, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર; (૨)
તે માંહે ત્રણ દોષ છે, મલ, વિક્ષેપ, અંધકાર. (૨) જ્ઞાનવિના-૪

જીરે પાંચમે ગુરૂપદ સેવીએ, કરવાં કર્મો જરૂર; (૨)
ફલઆશ અંતરથી ત્યાગવી, શુદ્ધ થાય તેથી ઉર. (૨) જ્ઞાનવિના-૫
જીરે છઠે ષટ કર્મ સ્વરૂપનો, સમજી સુંદર ભેદ;
નિત્ય નિયમથી સાધતાં ઉપજે ઉરમાં નિર્વેદ. (૨) જ્ઞાનવિના-૬
જીરે સાતમે સગુણ ઉપાસના, (વા) સાધો નિર્ગુણ દેવ; (૨)
ગુરૂ થકી તે ગમને મેળવી, કરજો સ્નેહથી સેવ. (૨) જ્ઞાનવિના. ૭
આઠમે અંતર ઉઘડે, થાતાં વિક્ષેપ નાશ; (૨)
થાએ ચિત્ત કેરી સ્થિરતા, દિસે સહુમાં અવિનાશ. (૨) જ્ઞાનવિના ૮

જીરે નોમે નવધા ભક્તિકરી, તદપિ પ્રભુથી છે ભેદ; (૨)
ભેદ વિષે ભય છે સદા, વદતા એવું તો વેદ. (૨) જ્ઞાનવિના ૯
જીરે દશમે દમો સહુ ઇન્દ્રિયો, કરવા આવરણ ભંગ; (૨)
વૃત્તિ વિલાતાં અંતરે, લાગે અભેદ રંગ. (૨) જ્ઞાનવિના ૧૦

જીરે એકાદશમું મન મારવું, થાવા બ્રહ્મસ્વરૂપ; (૨)
આવરણ લાગશે ઊડવા, થશે સમાધિ અનુપ (૨) જ્ઞાનવિના ૧૧
જીરે બારશે બુદ્ધિ ઠેરવો, સદા ધ્યેય સન્મુખ; (૨)
ક્રમથી વૃત્તિને સેરવો, જાશે ત્રિવિધિ દુઃખ. (૨) જ્ઞાનવિના ૧૨

જીરે તેરસ તારૂં સ્વરૂપ છે, ધરવું અખંડ ધ્યાન; (૨)
ત્રિપુટીનો પટ તૂટતાં; ઉપજે અદ્વૈતજ્ઞાન. (૨) જ્ઞાનવિના ૧૩
જીરે ચૌદશે રાજે છે આતમા, અચ્યુત એક અખંડ; (૨)
ભ્રમણાની તૂટી ભાવના, થયું પિંડ બ્રહ્માંડ (૨) જ્ઞાનવિના ૧૪

જીરે પૂનમે પુનરાવૃત્ત વિરમ્યું; ઉપજ્યો અદ્વૈતાનંદ; (૨)
વાણીને મન લય પામીઆં, મળતાં મનને મુકુન્દ (૨) જ્ઞાનવિના ૧૫
પ્રમાણ—

**स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात्**
**साधनं प्रभवेत्पुंसां वैराग्यादि चतुष्टयम् ॥**

**ભાવાર્થ**—ભારતરૂપ કર્મભૂમિમાં, પોતપોતાના વર્ણાશ્રમ ધર્મપાલન રૂપ તપવડે, હરિને પ્રસન્ન કરવાથી; વૈરાગ્યાદિ મોક્ષનાં ચાર સાધન પુરૂષોને પ્રાપ્ત થાય છે

---

અવતરણિકા—જીવ એકલો યત્ન કરે તો તેથી તેને અભિમાન થવાનો યોગ આવે છે. માટે પરમાત્માને શરણે રહી પ્રયત્ન કરવો જોઇએ જેથી અહંકારને અવકાશ મળતો નથી તેથી પ્રભુ પ્રાર્થના રૂપે--

## મણકો ૨૧

(રાગ-પ્રભાત)

નાથ નિરંજન, ભવભયભંજન, અંજનથી ઉગારોરે
ખલદલ ગંજન, જનમન રંજન, હૃદય કંજમાં ઠારોરે-ટેક.
આપ અશરણ, શરણ અવિનાશી, દુર્ગતિતરણ છો દાતારે;
જન્મ મરણ હરણ, સુખરાશી, કારણ કરણ વિધાતારે. નાથ-૧
અકળિત કળતા, દુર્ગુણ દળતા, ગળતા સહુ કાળસ્વરૂપેરે;
તદપિ ન મળતા ન પદ થકી ચળતા; જળહળતા અખંડ સ્વરૂપેરે-૨
છો અવિકારી, શ્રીવિશ્વવિહારી, રચના સર્વથી ન્યારીરે;
શ્રુતિ શારદા હારી ગયાં ત્યાં, મંદમતિ કોણ મારીરે. નાથ-૩
સહુ જગ કરતા, તદપિ અકરતા, ધરતા નિરાલંબ પોતેરે;
આપ અચરતા, (પણ) ભાસે ચરતા; મળતા મમતા ખોતેરે નાથ-૪

નટવરનાગર સ્નેહના સાગર, શુભગુણ આગર મુરારે;
છો કીમિયાગર આપ અલૌકિક, આભાગર હર શરારે. નાથ-૫
અદ્વૈત આનંદ છો પરમાનંદ, સુરવૃંદ અરવે વંદેરે;
ફંદ માયાને હન્દ ન ચિરે, આનંદ અખંડ સુકુંદેરે નાથ-૬

**પ્રમાણ—**

**अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धवच्च यत् ।**
**अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥**

**ભાવાર્થ**—જે અખંડ પરમાત્મા, અવ્યય, તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધારહિત નિર્લેપ છે, અનાદિ અનન્ત, અને હિરણ્યગર્ભથી પર-શ્રેષ્ટ છે તેમજ અવિચળ છે. એવા પરમાત્મ સ્વરૂપનો નિશ્ચય કરીને, મૃત્યુના મુખમાંથી મુક્ત થવાય છે.

---

અવતરણિકા-ભવ જંગલમાં અથડાતા સર્વ પ્રાણીઓથી અકળાએલો જિજ્ઞાસુ શ્રીસદ્‌ગુરૂની પ્રાર્થના કરે છે—

### આંકડો ૨૨

### ( રાગ અમે ઈશ્વર માગીએ )

ભુંડા ભવ અટવી માંહે ભટકતાં,
બહુ વિત્યા છે રાતને દિન. ગુરૂ અમને તારજો ટેક.
હવે ગ્રહ્યું છું શરણ હું આપનું,
જેમ ચાહે છે જળને મીન. દીનને ઉદ્ધારજો. ૧
મહા વનમાં અંધારે આથડી, બહુ વેઠ્યાં છે દારૂણ દુઃખઃ ગુરૂ
તે કષ્ટથી સદા છોડાવીને, કરજો અમને તમ સનમુખ. દીનને-૨
કામ ચોર આતમ ધન લૂંટતા, વરૂ સંબન્ધી ખાય શરીર; ગુરૂ
ધન સંપત્તિ ભૂત સતાવતાં, રાજસ ધૂળથી જાય છે ધીર. દીનને-૩

વામા વંટોળીઓ અમને આંતરે, મોહતિમિરથી દૃષ્ટિ વિલાય; ગુરૂ
કર્મ સાક્ષી સદાય જે દેવ છે, તેની દિશા ન નજરે જણાય.દીનને-૪
પૂંઠે નિંદક મચ્છર ગણગણે, ઘૂવડ પ્રત્યક્ષવાદી કઠોર; ગુરૂ
અધર્મી લોક વૃક્ષને આશ્રયે, અમે કીધો અમારો ઠોર. દીનને-૫
વિષયો મૃગજળ જેવા ચમકતા, લીધી ગૃહ દાવાગ્નિની વાટ; ગુરૂ
શોક અગ્નિ લાગે સાથે અંગમાં, અક્ષરાજા સતાવે ઘાટ. દીનને-૬
વિઘ્ન કાંટા વાગે અમને પાયમાં, ગિરિકાય ઉલંઘતાં અપાર; ગુરૂ
એ સર્વમાં મારે છે આપનો, એક અખંડ મુકુન્દ આધાર. દીનને-૭

પ્રમાણ-

दुर्वारसंसार दवाग्नितप्तं
दोधूयमानं दुरदृष्टिवातैः ।
भीतं प्रपन्नं परिपाहि मृत्योः
शरण्य मन्यद्यदहं न जाने ॥

**ભાવાર્થ**—દુઃખે કરીને સમાવી શકાય તેવા સંસાર અગ્નિથી તપેલો, અને કમનસીબ રૂપ વાયુથી આમ તેમ અથડાવાતો, તેમજ મૃત્યુથી ભય પામેલો, એવો જે હું આપશ્રીને શરણે આવેલો તેને મૃત્યુથી બચાવો. હે ગુરૂ મહારાજ ! આપ સિવાય કોઇ આશ્રય સ્થાનને હું જાણતો નથી

---

અવતરણિકા--વિષયાસક્ત મનને વિષયમાં જતું અટકાવવા માટે ઉપાલંભ-ઠપકો--

## મણકો ૨૩

(રાગ-કામી શું ના કરે)

લોભે શીદ ઠરે રે ! જીવ ! ! લોભે શીદ ઠરે-ટેક
એ નરકનું દ્વાર અરે રે જીવ ! લોભે— ૧

લાલચ લાળ અતિશય ભૂરી, શીદ મરે જડ ત્યાં તું ઝુરી;
એ અવિનાશી કરે રે જીવ. લોભે. ૨
ભ્રમર ગંધ લોભે લોભાણો, કમળ કોમળમાં જઇ ઓઝાણો;
શકિત છતાં એ મરે. રે જીવ ! લોભે, ૩
કૃત્રિમ કરિણીને કરિ ભાળી, સંયોગ કરવા આવે ચાલી;
ખાડી માંહી ખરે. રે જીવ ? લોભે, ૪
મત્સ્ય માંસને ચાહે જ્યારે, ભરાય કાંટો કંઠે ત્યારે;
અંતે એ પ્રાણુ હરે. રે જીવ ! લોભે. ૫
દીપકને દેખી ઝળહળતો, પતંગ આશે જાયે કળતો;
પાંખો પણુ પોતે બળે. રેજીવ ? લોભે. ૬
નાદ લોભ મૃગલાને લાવ્યો, પારધી હાથે પ્રાણુને ત્યાગ્યો;
શિર ધરામાં ધરે. રેજીવ. લોભે. ૭
માટે અંતર ઇચ્છા ત્યાગી, ગુરૂ શરણુમાં બન અનુરાગી;
તોષે મુકુન્દ મળે. રેજીવ લોભે. ૮

પ્રમાણુ-

शब्दादिभिः पंचभिरेव पंच
पंचत्वमापुः स्वगुणेन बद्धाः ।
कुरंग–मातंग–पतंग–मीन–
भृगाः नरः पंचभिरंचितः किम ॥

ભાવાર્થ—હરિણુ, હાથી, પતંગ, માછલાં, અને ભ્રમર એ પાંચે ક્રમે કરી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એ પાંચ વિષયોવડે પોત પોતાના ગુણુથી બંધાઇને મૃત્યુને પામે છે. તો માણુસ કે જે પાંચે સાથે બંધાએલો છે–જોડાએલો છે. તેનો નાશ થાય એમાં શું કહેવું !

અવતરણિકા–મનુષ્ય ગમે તેવી અને ગમે તેટલી શકિતઓ મેળવે પણ શ્રી સદ્‌ગુરૂના ચરણનું શરણુ ન લીધું તો તેથી શું?—

## મણકો ૨૪

### ( છંદ–ભુજંગી )

મળ્યો દેહ રૂડો અને નાર સારી, રળી આબરૂ વિત્ત દીધુ વધારી;
હરિ પાદપદ્મે નહિ ચિત્ત ચોડયું. કહો તેથી શું? કીર્તિને દ્રવ્ય જોડયું. ૧
વહુ, પુત્રને પૌત્ર ગાયો બહુ છે, તથા બંધુઓ મ્હેલ રહેવા સહુ છે;
શકયો ના ગુરૂપાયમાં દિલ સાંધી, કહો તેથી શું? ગાંઠ કુટુંબ બાંધી. ૨
ભણ્યો વેદ અંગો અને શાસ્ત્ર ચાર, કવિતા કરે ને લખે ગદ્ય સારૂં;
ગુરૂ પાદ જો ના શકયો દિલ ધારી, કહો તેથી શું? ખૂબ વિદ્યા વધારી. ૩
સ્વદેશે વિદેશે ઘણું માન પામે, સદાચાર વૃત્તિ મહિ પૂર્ણ જામે;
ગુરૂ પાદ પદ્મ નહિ વૃત્તિ તાણી, કર્યું કારસું જાણજો ધૂળ ધાણી. ૪
રહ્યા જે મહિમાં મહિપાલ મોટા. દઇ પાદ સેવે સહુ હાર ગોટા;
ગુરૂપાદ પદ્મે નહિ ચિત્ત લાગ્યું, કહો તેથી શું? જે મળ્યું માન માગ્યું. ૫
ઘણા દાનથી આબરૂ ખૂબ જામી, મળી જોઈતી ચીજ ના કોઈ ખામી;
ગુરૂપાદમાં ના શકયું ચિત્ત જામી, કહો તેથી શું? વેઠવી એ ગુલામી. ૬
કદિ ભોગની યોગની રાજની વા, ગજો અશ્વને નારની ચાહ છેના;
તથાપિ ગુરૂમાં નહિ ચિત્ત લાગ્યું, કહો તેથી શું? તેમણે સર્વ ત્યાગ્યું. ૭
ગૃહે, જંગલે, કામમાં દેહમાં તે, નહિ વર્તવાને કદિ ઉર ચાહે;
નમ્યો ના ગુરૂપાયમાં પ્રેમ આણી, કહો તેથી શું? આશના ઊભરાણી. ૮
બહુ મૂલ્યનાં રત્નને મોતી પામી. રહ્યો યામિની કામિનીમાં વિરામી;
ગુરૂ પાદ પદ્મે નહિ ચિત્ત રાખ્યું, કહો તેથી શું? ભોગનું સુખ ચાખ્યુ, ૯
કરે પાઠ જે આઠ આ શ્લોક કેરો, ટળે સર્વથા તેહનો જન્મ ફેરો;
રૂડું ધામ મુકુન્દનું સદ્ય પામે, ગુરૂ વાકયમાં ચિત્ત જેનું વિરામે. ૧૦

**પ્રમાણ—**

**सप्तकोटि महामंत्राश्चित्तविभ्रंशकारकाः ।**
**एक एव महामंत्रो गुरुरित्यक्षरद्वयम् ॥**

**ભાવાર્થ**—સાત કરોડ મહા મંત્રો, મનુષ્યના મનને ભમાવનારા છે. પણ ' ગુરૂ ' એવા બે અક્ષરનો એકજ મહામંત્ર જીવાત્માને અખંડ સુખનો માર્ગ બતાવવાને પૂર્ણ છે.

---

અવતરણિકા—પરમાર્થ દષ્ટિથી જીવ ઇશ્વરમાં ભેદ નથીજ. છતાં પ્રેમી ભક્ત પ્રભુને પોતાની સામે જોવાની ચાહના રાખેજ છે. જેમ પતિ પત્ની અભેદ છતાં, પત્ની લોક લજ્યાને અનુસરી પડદો રાખી નિજ પતિને નિરખી આનંદ પામે છે. તેમ ભક્ત પણ સગુણ સ્વરૂપનાં દર્શન કરી આનન્દાનુભવ કરવા ઇચ્છે છે. માટે—

## મણકો ૨૫

### ( રાગ લોચન મનના ઝગડાનો )

દર્શન દ્યો દીનાનાથ હરિહર દર્શન દ્યોને;
હું તો યાચું છું જોડીને હાથ. હરિહર દર્શન. ટેક.

સાખી—વ્હાલા વિત્યો વાયદો, જોતાં જોતાં વાટ;
તદપિ આપ ન આવીઆ, મારે અંતર અતિ ઉચાટ. હરિ. ૧
કોટિ કલ્પ સમ પળ બની, દિન તણું નહિ માપ;
અવિનાશી ઉર ઉપજ્યો, વિરહનો તાપ અમાપ. હરિહર. ૨
સહેવાયે નહિ નાથ એ, મુખથી નવ કહેવાય;
દેવાએ નહિ કોઇને, તેમ ઘરમાં નવ રહેવાય. હરિહર. ૩
તાલાવેલી તન વિષે, મન તમારી પાસ;
ખાનપાનનું ભાન નહિ, નહિ નહિ નિદ્રાની આશ. હરિહર. ૪
બળે કાળજું કારમું, વખત વિચારે જાય;
પાકય ચઢયો આ પ્રેમનો, એતો કેમે નવ રૂઝાય. હરિહર. ૫

મલમ આપ મેળાપનો. એતો અતિશય દૂર;
રાત દિવસ તેથી ચઢે, પ્રભુ દુઃખ દરિયામાં પૂર. હરિહર. ૬
અનુભવીનું અંતર લહે, મુખે કહ્યું નવ જાય;
બાકી સહુ ગાંડાં ગણે. વળી હાંસી જગતમાં થાય. હરિ. ૭
કેમ કરી સર્વે કહું. હૃદય ભાવનાં વૃંદ;
કૃપા કરીને આવજો, મારે મન હવે તો મુકુન્દ. હરિહર. ૮

પ્રમાણ—

**व्रजजनार्तिहन्वीर योषितां**
**निजजनस्मयध्वंसनस्मित ।**
**भज सखे भवत्किंकरीः स्म नो**
**जलरुहाननं चारु दर्शय ॥**

**ભાવાર્થ**-હે વ્રજવાસીઓનાં દુઃખ હરનાર, હે વીર ! પોતાના ભકત જનોના અભિમાનને નાશ કરનાર, હાસ્ય યુક્ત ! હે સખે! અમો આપની દાસીઓ છીએ તેમની પાસે આવો અને અમને—સ્ત્રીઓને આપનું કમલ સરખું સુંદર મુખ દેખાડો.

---

અવતરણિકા-ખરાબ સંગનું પરિણામ ખરાબ હોય છે. તેથી કોઈ કવિ કહે છે કે " ખોટો સંગન કીજીએ, ખોટે ખોટું થાય; માકણના મેલાપથી. માર ખાટલો ખાય. " તેથી દુર્જનના સંગથી દૂર ખસવા ઉદ્‌બોધન—

**મણકો ૨૬**
**( રાગ ધીરાની કાફી )**

દુર્જનોની સંગરે, સજ્જન તમે ચડશોમાં;
ગુણ ૧૫ કૃતિના રંગેરે, રંગાઈ ફંદે. પડશોમાં. ટેક

શ્વેત રૂપ સોમલનું સુંદર, જોતાં નજરે જણાય;
ખરીદી ખંતીલો ખાય ખુશીથી, પળમાં પ્રાણ હરાય;
એવા ખળ ઉજ્વળને રે, અંત સુધી અડશોમાં. દુર્જનો. ૧

બીજાને દુઃખ દેવા માટે. દુર્જનનો શિષ્ટાચાર;
ઉપવાસી રહી વાઘ કરે છે, અન્ય પશુનો આહાર;
માટે ભોળા ભૂલીરે, એ ભાડમાં ભડશોમાં. દુર્જનોની. ૨

ક્રુર સર્પને ખલ કહાવે. કુજન તેથી વિશેષ;
મંત્રોપચારે અહિ ઉતરતો, ખલ ન ખસે લવલેશ;
તેથી વીરા ધીરારે, ખોટી થઈ ત્યાં ખડશોમાં. દુર્જનોની ૩

વેદાન્ત વારિમાં રહે નિમગ્ન, વંચક સાધુ ન થાય;
મૈનાક મહોદધિમાં વસે પણ, તે નવ આર્દ્ર જણાય
ગુણાભાસ ભાળીરે, તે પૂઠે આથડશોમાં. દુર્જનોની ૪

પદ્મદલાકૃતિ મુખ દિસે છે, વાચા ચન્દનરૂપ;
અંતરમાં ઈર્ષ્યાગ્નિ બળતો, એજ છે ધૂર્તનો ભૂપ;
એ લક્ષણને લેખીરે, તેની સાથે તડશોમાં. દુર્જનોની ૫

ગજપતિ શાન્તિ માટે આવી, વૃક્ષતળે પૂરે વાસ;
વિશ્રાન્તિ પામી પોતે પછીથી, તરૂનું કાઢે સત્યાનાસ;
એમ નીચ નિજાશ્રય હણુતોરે, તેથી તહાં પડશોમાં. દુર્જનોની ૬

છિદ્ર જોવામાં ઇન્દ્રરૂપછે. પરવાદે દશમુખ;
વૃત્તિ હરવામાં સહસ્રાર્જુન સરખો, હરતો સર્વનું સુખ;
એથી અતિ અકળાઈરે, ફોકટ ફડફડશોમાં. દુર્જનોની. ૭

ગુણ દોષ દુનિયામાં બેઉ છે, જે જુઓ તે દેખાય;
દોષો તેથી સહુ દૂર કરીને, ગુણ ગ્રહોને હંસ રાય;
તેથી મુકુન્દ મળશેરે, માટે તમે રડશોમાં. દુર્જનોની. ૮

પ્રમાણ–

**અહો દુર્જનસંસર્गान्मानहानिः पदे पदे ।**
**पावको लोहसंगेन मुद्गरैरपि ताड्यते ॥**

**ભાવાર્થ**—આશ્ચર્યની વાત તો એ છે કે જેમ લોખંડના સંગથી અગ્નિ હથોડાનો માર ખાય છે. તેમ દુર્જન માણસના સંગથી ડગલે ને પગલે સજ્જનના માનની હાનિ–નાશ–થાય છે.

---

અવતરણિકા—શ્રુતિ આજ્ઞા કરે છે કે—આ સર્વ જગતને ઇશ્વર વડે ઢાંકી દેવું અર્થાત ભવભાવ ભૂલીને વિશ્વને ઇશ્વર રૂપે જોવું તેને અનુસરી મનને કહેવાનું કે—

## મણકો ૨૭

( રાગ બોલમાં બોલમાં ગરબી )

જોમાં જોમાં જોમાંરે પ્રભુ પ્રણવ વિના બીજું જોમાં. ટેક
પુણ્ય પ્રભાવે પામ્યો જન્મ મનુષ્યનો, કાચને મૂલ્યે ખોમાંરે. પ્રભુ–૧
અસ્તિ, ભાતિ, પ્રિયતજી અજવાળું, જાય શું નામ રૂપ ખોમાંરે. પ્રભુ ૨
સમરૂપ તારૂં સુંદર છોડી, માયાના દ્વન્દ્વને તું દોમાંરે. પ્રભુ–૩
સત્ય, પ્રિય, હિત, મિત તજીને, વાણી કટુ શું ભરે મોંમાંરે. પ્રભુ–૪
હથિયાર સાધન બાંધે હજારો, સાચો શૂરો એક સોમાંરે. પ્રભુ ૫
સ્વરૂપાનુંસંધાન સરિતાને છોડી, કાયા કોઠીને તું ધોમાંરે. પ્રભુ–૬
અખંડ આનંદ સ્વરૂપ છે તારું, દુઃખનાં રોદણાં રોમાંરે. પ્રભુ. ૭
મોક્ષદાતા મુકુન્દ છે સઘળે, બુદ્ધિમન અને ગોમાંરે. પ્રભુ. ૮

પ્રમાણ—

**वंशीविभूषित करान्नवनीरदाभा-**
**त्पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ।**

पूर्णेन्दुसुंदरमुखादरविन्दनेत्रा-
त्कृष्णात्परं किमपितत्त्वमहं न जाने ॥

**ભાવાર્થ**—વાંસળીથી સુશોભિત હાથવાળા, નવામેઘ-જેવા શ્યામ, પીતામ્બર ધારી, પાકા ગીલોડાં જેવા લાલ હોઠવાળા, પૂર્ણ ચંદ્રસમાન સુંદર મુખવાળા શ્રી કૃષ્ણથી અન્ય કોઈ પણ શ્રેષ્ઠ તત્વ હોય એમ હું જાણતો નથી.

---

**અવતરણિકા**—સંસારમાં નિંદા અને સ્તુતિ આનાદિ કાળ-નાં છે. તેમ દરેક પ્રાણી પદાર્થમાં ગુણ અને દોષ બન્ને રહેલા છે. તેમાં સજ્જનો દરેકમાં ગુણ જોઈને આનંદ પામે છે અને દુર્જનો દોષ દેખીને દુઃખી થાય છે. તેથી—

## મણકો ૨૮

**( રાગ હરીનો મારગ છે શૂરાનો )**

દાના દિલમાં દુઃખ નવ ધરશો, પામર ઉલટું પેખેજોને;
અર્ક વિષે છે અતિ અજવાળું, પણ ધૂવડ નવ દેખેજોને. ૧
મૂળ મધ્યને ઉપર મીઠી, સાકર એકાકાર જોને;
પણ તે જનને કડવી લાગે, જેને પિત્તવિકાર જોને. ૨
શ્વેતરૂપ વિષ્ણુનો સાળો, શ્રીનો સહોદર શંખજોને;
કમળા વાળાને તો થાયે, પીળી તેમાં ઝંખજોને. ૩
ગગન સ્વરૂપનું જ્ઞાન ન જેને, ઉલટાં દર્શન થાયજોને;
રંગ રહિતમાં કરી કલ્પના, શ્યામ સ્વરૂપે ગાયજોને; ૪
સર્વ જનોને સુખથી સોંપે, શશી શિતળતા અંગજોને.
વિરહિણી વામાના વપુમાં, હોય તેહનો ભંગ જોને. ૫
ચંપા માંહિ સદા સુહાયે, ગંધ રૂપને રંગ જોને;
વાસતણો જે પૂરણ ભોગી, દૂર નાસે તે ભૃંગજોને. ૬

અંધારે ઊભો અવલોકે, સત્ય રજ્જુમાં સાપજોને;
કાર્ય તણું કારણ નવ જાણે. તો પણ ભકતો આપજોને. ૭
પામર જન છે પારા જેવા, જ્ઞાની પાવક શૂર જોને,
ટકી શકે નહિ તેથી તેતો, રહે મુકુન્દથી દૂરજોને. ૮

**પ્રમાણ—**

**वेत्ति न यो यस्य गुणप्रकर्षं**
**स तं सदा निन्दति नात्र चित्रम् ।**
**यथा किराती करिकुंभजातां**
**मुक्तां परित्यज्य बिभर्ति गुंजाम् ॥**

**ભાવાર્થ—**જેમ ભીલડી, સાથે વેરાએલાં, ગજમોતી અને ગુંજાઓને–ચણોઠીઓને જુએ છતાં મોતીનો મહિમા સમજ્યા વિના તેને ત્યાગ કરી તુચ્છ ચણોઠીઓ વીણી લે છે. તેમ જે જેના ગુણ જાણતો નથી તે તેની સદા નિંદા કરે છે. તેમાં આશ્ચર્ય શું છે ? કાંઈ નહિ.

---

**અવતરણિકા—**આ સૃષ્ટિમાં શુભની કિંમત વધારનાર અશુભ છે માટે અશુભના ઉપર દ્વેષ ન કરતાં તેવા દોષ આપણામાં દેખાય તો તેનો ત્યાગ કરવા યત્ન કરવો તે ઉદ્દેશથી કહે છે—

## મણુકો ૨૯

### ( રાગ-શ્યામ રંગ સમીપે ન જાવું )

એવા સાધુ તો નવ થઇએ–હો મન મારા–એવા–ટેક—
જેથી લક્ષચોરાશીમાં રહીએ–હો મન-૧
મુંડ મુંડાવીકે જટા વધારી, ભવનો ભાર પછી વહીએ. હો મન ૨
આસનમારીને જ્યારે સાધી સમાધિ, સિદ્ધિની આશે ફસાઇએ હો.
કરમાદંડ કમંડળધારી, રાગને દ્વેષથી રંગઇએ. હોમન ૪

ભગવાં ધારીને કે ખાખ ઉડાવી. વિષયોશું દિલ કેમ દઇએ. હોમન ૫
કાન ફડાવી કે કેશ લુંચાવી. ક્રોધાગ્નિમાં નિત્ય દહિએ. હોમન ૬
વેશ કરી દરવેશ ફકીરી, ખુદાનું નામ ભૂલી જઇએ. હોમન ૭
બ્હાનુ સાધુનું ને મનમાં મલીનતા, મુકુન્દ વસે નહિ હૈયે.હોમન ૮
પ્રમાણ—

**जटिलो मुण्डी लुंचितकेशः**
**काषायाम्बरबहुकृतवेषः ।**
**पश्यन्नपि च न पश्यति मूढ**
**उदरनिमित्तं बहुकृतवेषः ॥**

**ભાવાર્થ**—કોઇ જટા રાખે છે, કોઇ મુંડ મુંડાવે છે, કોઇ કેશ લુંચાવે છે–ઉખેડાવે છે, કોઈ ભગવાં ધારણ કરે છે એમ અનેક પ્રકારના વેશ ધારણ કરે છે. પણ મૂઢ મનુષ્યો જોયા છતાં સમજતાં નથી કે આ બધા વેષો પેટને માટે છે.

---

અવતરણિકા—જેમ સાધુપણમાં આવનારા દોષો ત્યાગવાની જરૂર છે, તેમ સાધુત્વને શોભાવનાર ગુણોના પોષણની પણ જરૂર છે માટે—

## મણકો ૩૦
### (રાગ ઉપરનો)

એવા સાધુ તો નિત્ય થાવું, હો મન મારા એવા ટેક.
કૂદિ માયાને બ્રહ્મમાં જાવું. હોમન. ૧
આશાના કેશને ઉરથી ઉડાવી, શિવનું નામ એક ગાવું. હોમન ૨
નિરાલમ્બ તણું કરીને આલંબન, વાસનાના વેગે ન લંબાવું. હોમન ૩
કાયિક, વાચિક માનસ દંડ લઈ, સમતા કમંડલું સહાવુ. હોમન ૪
આનંદરંગમાં હૃદય રંગીને, ભવબાળી ભસ્મથી ન્હાવું. હોમન ૫

દ્વૈતભાવ કાનનો પડદો ફડાવી, ક્ષમાનું સુખડું ખાવું. હોમન ૬
ફકીર બનીને કરી ફાકી ફિકરની, ખુદાનું ધ્યાન ચિત્ત ચ્હાવું. હોમન૭
સંત થઈને ઉર સંતોષ ધારી, સદા મુકુન્દમાં સમાવું. હોમન ૮

પ્રમાણ—

**मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-**
**स्त्रिभुवनमुपकारश्रेणिभिः पूर्णयन्तः।**
**परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं**
**निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः॥**

ભાવાર્થ—મનમાં, વચનમાં અને કાયામાં પૂર્ણ અમૃત છે એવા, અને ઉપકારની પરંપરાથી ત્રિભુવનને પૂર્ણ કરનારા, બીજાના પરમાણું જેટલા ગુણને પર્વત તુલ્ય મહાન માનનારા, અને પોતાના હૃદયથી રાજી થનારા કેટલાક સંતો સંસારમાં છે? ગણ્યાગાંઠ્યા એક, બે.

---

અવતરણિકા—જીવાત્માને દેહબુદ્ધિ હોય છે, ત્યાં સુધી જગતમાં સત્યભાવના પણ રહે છે. તેથી તે સંસારમાં પણ પોતાને સારો કહેવરાવવા પ્રયત્ન કરે છે પણ દ્વન્દ્વમય સંસારમાં કદિ કોઈ સર્વથા સારો ગણાય જ નહિ માટે તેવો યત્ન ન કરવા મનને પ્રબોધ—

## મણકો ૩૧

### (રાગ ઓધવજી સંદેશો કેજો)

જગ જીતનાર જગતમાં જન જનમ્યો નથી—ટેક.
દશ દિશમાં શું દોડે દિલ નાદાનજો;
અવનિવાસી અખિલ અંધારે આથડે,
કુબુદ્ધિ આગળ કુટીલ કરે શું કાનજો. જગ. ૧
વિષ્ણુ વરાહ થયા વેદોનો વાળવા,
હિરણાક્ષે હેર્યા હરિને રૂપ કોલજો;

અવિનાશીને અસુર શક્યો નહિ ઓળખી
બોલ્યો બળીઓ બહુ બહુ બૂરા બોલજો. જગ ૨

નેહ થકી નારાયણ શ્રી નરસિંહ થયા,
પાપી પિતાએ પીડયો જ્યાં પ્રલ્હાદજો:
ભડરણભુમિમાં ભાંડે ભગવંતને,
એને પણ અવિનાશી ન આવે યાદજો. જગ ૩

પુરંદરના પદને પ્રેમે પામવા,
બહુ યજ્ઞોની બળીએ બાંધી બાથજો;
જશને બદલે જગથી જૂદો જઈ રહ્યો,
વશ થઇ વસુધાતળ ગયો વામન હાથજો. જગ ૪

પરશુરામે ફરશુથી ફટ ફાડીઆં,
ક્ષિતિપરનાં ક્ષત્રિય કેરાં કુળજો;
માત મારી તે મર્મ તોય માથે રહ્યો,
ભગવતરૂપ પણ ભવને ભાસી ભૂલજો જગ ૫

રામે રાડ કરીને રાવણ રોળીઓ,
પાવક સાખે સીતા સમજ્યા શુદ્ધજો;
ધોબીએ ધાબું ધબકાવ્યું તે પરે,
કાનન કામિની કાઢી થયા કુબુદ્ધજો. જગ ૬

વાસુદેવ વાસો વસ્યા વ્રજને વિષે.
ગોપીને ગોપાલે ગાયું ગુપ્તજો;
કામી કલંક કૃષ્ણપરે કથતાં સહુ,
સત્ય સ્વરૂપની સત્તા સમજી લુપ્તજો. જગ ૭

જગદીશ્વરના જશને જગ જાણે નહિ,
મૂઢ મનનું કોણ તહાં મતિમંદજો;
પ્રપંચપર પૂળો મૂકી વૈરાગ્યનો,
મગન થઈને માન મસ્ત મુકુંદજો. જગ ૮

પ્રમાણ

शुचिः पिशाचो विचलो विचक्षणः
क्षमोऽप्यशक्तो बलवाँश्च दुष्टः।
निश्चितचोरः सुभगोऽपि कामी
को लोक माराधयितुं समर्थः ॥

ભાવાર્થ--આ લોકને-દુનિઆને રાજી કરવાને કોણ સમર્થ છે? કોઇ નહિ કેમકે લોકમાં તો પવિત્ર માણુસને પિશાચ કહે છે, વિચક્ષણ માણુસને (હુશિયારને) બહુ ચંચળ માને છે, ક્ષમાવાળાને શકિતશૂન્ય સમજે છે, બળવાનને દુષ્ટ ગણે છે, ચોકસ તપાસ કરનારને ચોર કહે છે, અને સુંદર મનુષ્યને કામી કહે છે અર્થાત્ દુનિયા ગુણમાં પણ દોષ જોનાર છે.

---

અવતરણિકા--માયા નિત્ય નવીનરૂપ ધારણ કરી ક્ષણે ક્ષણે બદલનારી છે માટે મનને સમજાવે છે કે તું માયાને તારી સમજી તેને લેવા દોડીશ નહિ.

મણકો ૩૨

(રાગ કામણ દિસે છે અલબેલા)

મન માયા નહિ તારી મિથ્યા તાણમાંરે;
પડી અજ્ઞાનમાંરે મન ટેક.

ઉપર જોતાં અતિરૂપાળી, ભીતરથી છે ભારે કાળી;
તેમાં બાંધી તાળી, તણાય શું? તાનમાંરે. મન ૧

દગો કરી દિલ હરી રમનારી, ભૂતસમ જગમાં એ ભમનારી;
તેને તું તો મારી મારી માનમાંરે. મન ૨

પ્રેમને નામે મોહ ભરીને, મિત્ર મનાવે ક્રૂર અરિને;
સત્વ હરીને નાખે નરકની ખાણમાંરે. મન ૩

અઘટિત ઘટના અજબ ઘટાવે, સાચાને જૂઠાથી હઠાવે;
પાર ન પામે પંડિત તેની પીછાણુમાંરે. મન ૪

વ્હાલ કરીને આવી વળગી, વળગ્યા પછી નવ થાએ અળગી;
ગ્યાસની અગ્નિ સળગી, પવન તોફાનમાંરે. મન ૫

નૂતનરૂપો નિત્યે ધારી, ઠગવાની કરતી તૈયારી;
અંતે લાગે ખારી, ગયે સ્મશાનમાંરે. મન ૬

તોપણ પીછો તે નવ છોડે, અન્ય જન્મમાં આવે જોડે;
તેને વળગે કોડે દ્વૈતના ભાનમાંરે. મન ૭

મુકુંદ કૃપાથી છૂટે માયા, જો નવમાને તારી કાયા;
જગરાયાને માયા જૂઠાં જાણુમાંરે. મન ૮

પ્રમાણ

**आवर्तः संशयानामविनयभवनं पत्तनं साहसानां**
**दोषाणां सन्निधानं कपटशतमयं क्षेत्रमप्रत्ययानाम् ।**
**स्वर्गद्वारस्य विघ्नं नरकपुरमुखं सर्वमायाकरण्डं**
**स्त्रीयन्त्रं केन सृष्टं विषामृतमयं प्राणिलोकस्य पाशः ॥**

**ભાવાર્થ**—સઘળા સંશયોનું ચક્ર, અવિનયનું ઘર, સાહસ–અવિચારનું નગર, દોષોનો ભંડાર, સેંકડો કપટની મૂર્તિ, સર્વે અજ્ઞાનનું ક્ષેત્ર, સ્વર્ગદ્વારનુંવિઘ્ન, નરકપુરીનું મુખ અને માયાનો કંડીઓ, આવું જીવમાત્રને બંધનરૂપ, અમૃત અને ઝેરજેવું સ્ત્રીરૂપી યંત્ર કોણે સરજ્યું ?

---

**અવતરણિકા**—માયાના કોઇપણ કામમાં વિશ્વાસ કરવા જેવું નથી. કરીએ તો અવશ્ય ફસાઇએ માટે માયાનો મોહ ત્યાગ કરવા.

## મણકો ૩૩

(રાગ પરજિયો)

જોને વિચારીને જીવડા, કૂડી માયાનાં કામ; (૨) ટેક
વણ ભીંતે બતલાવતી, રમ્ય ચિત્રો તમામ. જોને ૧
મુખથી મમતાને પ્રસારતીરે, નહિ હૈયામાં હેત; (૨)
કપટ સમજ્યો નહિ કારમું, ફંદે ફસાયો અચેત. જોને ૨
પ્રેમ કટાક્ષે વરસાવતીરે ભર્યો ચક્ષુમાં ભેદ; (૨)
ખટકારે જઈ પડયો ખાડમાં, ભૂલી ભાન અભેદ. જોને ૩
નૂતનરૂપા નટી એહછેરે, વિશ્વ એનું સ્વરૂપ; (૨)
આભૂષણ રવિ શશી એહનાં, ફરે કરોદધિ અનૂપ. જોને ૪
હસતી, રડતી મરીને જીવતીરે, એક ક્ષણમાં દેખાય; (૨)
કોણે લહીને લહે કોણએ, સંત યોગી ફસાય. જોને ૫
માટે તજી એના મોહનેરે, ભજભાવેથી બ્રહ્મ; (૨)
મ્હેર કરીને મટાડશે, તારો મુકુંદ ભ્રમ. જોને ૬

પ્રમાણ

पाषाणखंडेष्वपि रत्नबुद्धिः
कान्तेति धीः शोणितमांसपिंडे ।
पंचात्मके वर्ष्मणि चात्मभावो
जयत्यसौ काचन मोहलीला ॥

**ભાવાર્થ**—પાષાણના ટુકડાઓમાં આ રત્ન છે એમ સમજાય છે, લોહિ અને માંસના પિંડમાં સ્ત્રી-કાન્તાની ભાવના થાય છે, તેમજ પંચભૂતાત્મક શરીરમાં હું-આત્મભાવ થાય છે, આ કોઇક આશ્ચર્યમય મોહલીલા વિજય પામે છે.

---

અવતરણિકા—બહુધા સંસારમાં દષ્ટિ કરતાં સમજાય છે કે બીજાને ધર્મ ઉપદેશ કરવામાં સર્વ ડાહ્યા થાય છે. પણ સ્વધર્મનું અનુષ્ઠાન કરવામાં કુશળ મહાત્મા તો કોઈકજ હોય છે. આથી ઉપદેશ કે ઉપદેશકોનો અનાદર કરાવવાનો હેતુ નથી. પરંતુ ડાહ્યા માણસે ન્હાના બાળકનુંએ યુક્તિવાળું અને હિતકારક વચન માનવું જોઈએ માટે-

## મણકો ૩૪

## ( રાગ મારા વ્હાલાના વનમાં વાગે૦ )

તમે સુણો સજ્જન ગુણવાન્. ડહાપણ દુનિયાનું.
કરે ઉર ધરી અભિમાન્, ડહાપણ. ટેક—
નિજ ગૃહમાં નહિ કાંઈ ઠેકાણું, જુએ પાડોશીના દોષરે;
શાણો બનીને શિક્ષા આપે, જાણે જ્ઞાનનો કોષ. ડહાપણ૦ ૧
નિજ પુત્રોને પેખી પ્રપંચી, હૈયામાં હરખાયરે;
બીજા બાળકને કરતાં કહેશે, આ સારું નવ કહેવાય. ડહાપણ૦ ૨
વ્રત તજી બ્રહ્મચારી બનતા, ધારી કૌપીન કેશરે;
પંથ પોતાનો ભૂલી આપે, અન્યોને ઉપદેશ. ડહાપણ૦ ૩
ગૃહી ગૃહસ્થાશ્રમ ઉપકારી, ત્યાગી બેઠા કર્મ રે;
ધર્મ શાસ્ત્ર વાંચીને લખતા, યતિઓ કેરા ધર્મ. ડહાપણ ૪
વાનપ્રસ્થની વાતો સઘળી, આ સમયે છે દૂરરે;
વૃદ્ધોને વિધવાઓ કામી, કરતાં લગ્ન જરૂર. ડહાપણ ૫
ધર્માચાર્યો વર્ણો માટે, આજ્ઞા પત્ર પ્રસારેરે;
ન્યાય પોતાનો કરી શકે નહિ, જાય રાયને દ્વારે. ડહાપણ ૬
દિસે યતિત્વ કાષ્ટ દંડમાં, ગ્રહે કમંડળ પાણિરે;
જ્ઞાનત્યજી ધર્મ્યામાં ઉડે, ત્યાગ કરે ધૂળધાણી. ડહાપણ ૭
દંડ વિનાના પરમહંસપણુ, લક્ષણ જોતાં કાગરે;
અભેદની વાતો કરતા પણુ, ભર્યા મોહ ને રાગ. ડહાપણ ૮

દેશ હિતની દાઝ ધરીને, સહુથી આગળ દોડેરે;
અધોગતિમાં આપ સડેપણ, પકડયું પૂછ ન છોડે. ડહાપણ ૯
ભરેસભા જ્ઞાતિ ઉન્નતિની, રાખી ધનપર ધ્યાનરે;
મુખથી ના ના કરતા મહોદય, મનમાં ઇચ્છે માન. ડહાપણ ૧૦
દંભ થકી આરંભ કરે ત્યાં, પરિણામ કેમ ફળશેરે;
મુકુંદ શરણવિણ જીવ બિચારા અભ્યુદય કેમ રળશે. ડહાપણ ૧૧

**પ્રમાણ**—

**अपि वेत्ति षडक्षराणि**
**चेदुपदेष्टुं शितिकंठमिच्छति ।**
**वसनाशनमात्रमस्ति**
**चेद्धनदादप्यतिरिच्यते ॥**

**ભાવાર્થ**—પોતે છજ અક્ષર જાણતો હોય તોપણ મહાદેવને-સર્વજ્ઞને ઉપદેશ કરવા તત્પર થઈ જાય છે. અને તેના ઘરમાં માત્ર પહેરવા વસ્ત્ર અને ખાવા અન્ન છતાં કુબેરભંડારીથી પણ સફાઈ મારવામાં આગળ જાય છે.

---

**અવતરણિકા**—શ્રુતિ કહે છે કે—**द्वितियाद्वै भयं भवति** ખરેખર ભેદ જોવાથી ભય થાય છે. અને જ્ઞાનવિના ભેદભાવ વિલાતો નથી. માટે સર્વત્ર અભેદ જોવા યત્ન કરવા મનને ઉપદેશ—

## મણકો ૩૫
### ( રાગ હરિનો મારગ છે શૂરાનો )

અવળુ અવલોકે છે શાને, ચતુર શાણા ચિત્તજોને;
વ્યાપકજો વિશ્વંભર સઘળે, તેમાં તારૂ હિતજોને. ૧
હાટકમાં છે ઘાટ ઘણેરા, સહુ તે સોનું શુદ્ધજોને;
અનેકરૂપે એ અવિનાશી, સદા મુક્તને બુદ્ધજોને. ૨

થડ ડાળાંને પાન પુષ્પ ફળ, જૂદાં જૂદાં ભાસેજોને;
એક બીજ બોયાથી સઘળું, બહુ રૂપે દેખાશેજોને. ૩
ઘરઘરના દીપક છે જૂદા, પણ અગ્નિ છે એકજોને;
ઘટઘટમાં તે એમ બિરાજે, અભેદનો એ વિવેકજોને. ૪
કાપે છોલે છેદે કોરે, કરવા કાષ્ટ સારૂ જોને;
જે જે સઘળું થાય જગતમાં, એ ન્યાયે ન નઠારૂ જોને. ૫
અક્ષર મળતાં શબ્દો થઇને અર્થોમાં વિકારજોને;
અર્થ કલ્પના અળગી કરતાં, અક્ષર શુદ્ધ અકારજોને. ૬
સારૂં નઠારૂં છે ગ્રાહકને, કર્તાને નહિ કાંઇજોને;
પુણ્યશાળીને પાપી સહુને, સરખાં લેખે સાંઇજોને. ૭
ઉપજે તેને આવાં વળગે, સુલટાં ઉલટાં દ્વન્દ્વજોને;
નવ ઉપજે તે નિર્વિકારી, અખંડ અભેદ મુકુન્દજોને. ૮

પ્રમાણ

आत्माम्भोधेस्तरंगोस्म्यहमितिगमने भावयन्नासनस्थः
संवित्सूत्रानुविद्धो मणिरहमिति वा चेन्द्रियार्थप्रतीतौ ।
हृष्टोऽस्म्यात्मावलोकादिति शयनविधौ मग्नआनन्दसिन्धा-
वन्तर्निष्ठो मुमुक्षुः स खलु तनुभृतां यो नयत्येवमायुः ॥

**ભાવાર્થ**—ચાલતી વખતે હું આત્મસમુદ્રનો તરંગછું આસન ઉપર બેઠેલી અવસ્થાગાં હું ચૈતન્યરૂપી સૂત્રમાં પરો વાએલો મણિ છું, ઇન્દ્રિયો જ્યારે વિષયનો અનુભવ કરે ત્યારે આ મારો આત્મા જ છે એમ જોઇ પ્રસન્ન થવું, અને પથારીમાં સૂતી વખતે હું આનંદસિંધુમાં ડુબકી મારૂં છું, આ પ્રમાણે ભાવનાઓ કરી, જે પોતાની આયુષ્યને પૂર્ણ કરે-છે તે અન્તર્મુખી સર્વ શરીર ધારીઓમાં શ્રેષ્ઠ મુમુક્ષુ છે.

**અવતરણિકા**—જ્ઞાની અને અજ્ઞાની બેઉની મનોભાવનામાં ભેદ હોવાથી દૃષ્ટિમાં પણ ભેદ પડે છે. તેથી અજ્ઞાનીને જે સંસાર અનેક પ્રકારથી સુખદુઃખ રૂપ દેખાય છે તેજ જ્ઞાનીને સુખરૂપ કે જ્ઞાનપ્રદ ભાસે છે માટે તેવા પ્રકારથી જોતો જ્ઞાની બોલે છે—

## મણુકો ૩૧

### ( રાગ પ્રભાત )

નટવર નાટક રચના તમારી, શોભે છે બહુ સારીરે, ટેક
તેહથી નિરખતાં આપ ઉપર હું, જાઉ સદા બલિહારીરે. નટવર ૧
નાટકશાળા તું નાથનિરંજન, પાત્રો છો પ્રભુ પોતેરે;
સીનસીનરી તમે છો શામળીઆ, સાક્ષી દીપક જ્યોતેરે. નટવર ૨
મેનેજર તમે મહેશ સ્વરૂપે, નટી માયા થઈ નારીરે;
વિશ્વ સ્વરૂપે સહુ અવલોકો આપ ગોવર્ધનધારીરે. નટવર ૩
વિશ્વ વિહારી વિધવિધ ક્રીડા, કારમી આપ કરો છો રે;
પંડિત, મૂરખ, રંક ને રાજા, થઈ ચોર ને જાર ફરોછોરે. નટવર ૪
દ્વન્દ્વ સ્વરૂપે દર્શન આપી, સુખદુઃખ સહુ સમજાવોરે;
જગ સુખ તે દુઃખ, જગ દુઃખ તે સુખ, એમ ધ્વનિ ઉપજાવોરે. નટ૦
સાચા જૂઠા શ્રીકૃષ્ણ બનીને, સત્યરૂપે જય પામોરે;
ઉત્તમ દઈ ઉપદેશ અમોને, મુકુંદ સ્વરૂપે વિરામોરે. નટવર ૬

**પ્રમાણ**

**अहंकारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः ।**
**तालादिधारिण्यक्षाणि दीपः साक्ष्यवभासकः ॥**

**ભાવાર્થ**—અહંકાર ઈશ્વર, સભ્યો તે વિષયો, નાચનારી મતિ, તાલ ધારણ કરનારી ઇન્દ્રિયો છે, અને પ્રકાશ કરનારો દીવો તે સાક્ષી છે.

---

અવતરણિકા—રાગદ્વેષજ જન્મમરણના ચક્રમાં ભમાવનાર છે તેને દૂર કરવાનો સહેલો ઉપાય એ છે કે સર્વત્ર એકજ આત્માને જોવો. ટુંકામાં સમદર્શી થવું ત્યારેજ સ્વરૂપ સર્વત્ર અનુભવાય છે. માટે મનને સમતાપર રહેવા કહે છે કે—

## મણકો ૩૭

### ( રાગ ગજલની છાયા )

કદાપિ કો તુને નિંદે તદાપિરૂપ તે તારૂ;<br>
કદાપિ કો તુને વંદે, તદાપિરૂપ તે તારૂ. ૧<br>
કદાપિ કો તુને મારે, તદાપિરૂપ૦<br>
કદાપિ કોઇ ઊગારે, તદાપિરૂપ૦ ૨<br>
કદાપિ કો કરે દુઃખી, તદાપિરૂપ૦<br>
કદાપિ કો કરે સુખી, તદાપિરૂપ૦ ૩<br>
કદાપિ મૂળગું જાયે, તદાપિરૂપ૦<br>
કદાપિ લાભતો થાયે, તદાપિરૂપ૦ ૪<br>
કદાપિ કો કહે માની, તદાપિરૂપ૦<br>
કદાપિ કો કહે જ્ઞાની, તદાપિરૂપ૦ ૫<br>
કદાપિ કો લહે ભોગી, તદાપિરૂપ૦<br>
કદાપિ કો લહે યોગી, તદાપિરૂપ૦ ૬<br>
કદાપિ દેખ તું કૂડું, તદાપિરૂપ૦<br>
કદાપિ દેખ તું રૂડું, તદાપિરૂપ૦ ૭<br>
જુએ જૂદું જહાં સુધી, તહાં સુધી સહુ તારૂ;<br>
બનીજા તુંજ જોવાનું, નહિ જૂદું નહિ તારૂં. ૮<br>
નહિ તારૂં નહિ મારૂં, નહિ જ્યાં જગતનું હારૂં;<br>
નહિ ત્યાં દ્વન્દ્વનું બારૂં, નઠારૂં ને નહિ સારૂં. ૯<br>
શમી જાતાં સદા તેમાં, પછી જય જય અને જય જય<br>
અહા ! મુકુંદ સહુ ઠામે, સદા છે છે અને છે છે ૧૦

પ્રમાણ

चाण्डालः किमयं द्विजातिरथवा शूद्रोऽथ किं तापसः
किं वा तत्त्वविवेकपेशलः तिर्योगीश्वरः कोपि किम् ।
इत्युत्पन्नविकल्पजल्पमुखरैः संभाष्यमाणा जनै--
र्न क्रुद्धाः पथि नैव तुष्टमनसो यान्ति स्वयं योगिनः॥

**ભાવાર્થ**—શું ! આ ચાંડાલ છે ? અથવા દ્વિજાતિ છે? અગર શૂદ્ર છે કે કોઇ તપસ્વી છે ? કિંવા તત્વવિવેકમાં ચતુર મતિ કોઇ યોગીશ્વર છે ? એ પ્રમાણે વિવિધ તર્ક કરી બોલતા લોકોથી કાંઇપણ કોપ કે સંતોષ પામ્યા વિના યોગીઓ માર્ગમાં પોતાની મેળે એકલા ચાલ્યા જાય છે.

---

અવતરણિકા—આ સંસારમાં જીવાત્મા એકલોજ આવ્યો છે અને છેવટ એકલો જાય છે. છતાં વચ્ચે મિથ્યા મમતામાં પડી લાભ-હાનિમાની દુઃખી થાય છે. તે ઠીક નથી માટે—

## મણકો ૩૮

(રાગ દરબારી કાનડાની છાયા)

જે જાય તેને દે જાવા. તું મચ ગોવિન્દ ગુણગાવા—ટેક
તે નહિ તારૂં તું નહિ તેનો, શીદ જાયછે ન્હાવા; !
કોઇક આપે કોઇકિ લીએ તે, લેણુ દેણુના દાવા. જે જાય ૧
સ્વારથ કારણ સહુ કો મળીઆં, બેની બંધુને બાવા;
દામ પાસતો કામજ કરશે, નહિતો આપે ન ખાવા. જે જાય ૨
ચત્રભુજનું ચિંતન ત્યાગી, ચિન્તામાં તત્પર જાવા;
પ્રેમામૃત પૂરણ નવપીતો, ઇચ્છે પ્રભુજે પાવા જે જાય ૩

આશા અંબર અળગું કરી પડ, આનંદ સાગરે ન્હાવા;
દેહ ભાન દે સદ્ય ડૂલાવી, મુકુંદ સ્વરૂપે થાવા. જે જાય ૪

પ્રમાણ

**यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः ।**
**पश्चाद्धावति जर्जरदेहे वार्तां पृच्छति कोऽपि न गेहे ॥**
**भज गोविन्दम्०**

**ભાવાર્થ**—જ્યાં સુધી મનુષ્ય ધન મેળવવાનો ઉદ્યોગ કરે છે. ત્યાં સુધી સર્વ પરિવાર તેના ઉપર પ્રીતિ કરે છે. પછી જ્યારે શરીર વૃદ્ધાવસ્થાથી જર્જર થઇ જાય છે. અર્થાત્ ઘરડો થયો છતો ચાલે છે. ત્યારે ઘરમાં કોઇ તેનો ભાવ પણ પૂછતું નથી. માટે ગોવિંદને ભજો.

---

**અવતરણિકા**—સંસારમાં સર્વ પ્રકારની ધમાલો કરાવનાર મન અને માયા છે પણ તે ઉભય બહાર દેખાતાં નથી પણ તે બન્નેની આબેહુબ પ્રતિકૃતિ માનુની છે. તેથી ત્રણેનો એક સ્વભાવ સમજાવવા માટે

મણકો ૩૯

( છપ્પો )

પલમાં ના, ના કરે, પલકમાં હાજી હાજી;
પલમાં ધારે રોષ, પલકમાં રાજી રાજી;
પલમાં નિરખે દોષ, પલકમાં તોષ બતાવે;
પલમાં જાએ દૂર, પલકમાં પાસે આવે;
પલ પલમાં પલટાય છે, મન માયાને માનુની;
મુકુંદ સ્વરૂપ વિવર્તમાં એ અદ્ભુત રચના બની.

પ્રમાણ

स्मितेन भावेन च लज्जया भिया
पराङ्मुखैरर्धकटाक्षवीक्षणैः ।
वचोभिरीर्ष्याकलहेन लीलया
समस्तभावैः खलुबन्धनं स्त्रियः ॥

**ભાવાર્થ**—મંદહાસ્ય, હાવભાવ, લજ્જા, ભય, આડું જોવું, અર્ધવીંચેલ આંખે જોવું, મધુર ભાષણ, ઇર્ષ્યા; કલેશ અને વિલાસ એ સર્વ ભાવોવડે સ્ત્રીઓ પુરૂષને બંધનરૂપ છે.

---

અવતરણિકા—જિજ્ઞાસુએ સર્વ પ્રકારથી સાવધાની એ સેવવાની છે કે પોતાનું સ્વરૂપ ભૂલાય નહિ. પરંતુ આરંભના અભ્યાસમાં એકાએક બનતું નથી માટે મનને વારંવાર જાગૃત કરવા કહે છે-

## મણકો ૪૦

### ( રાગ બોલમાં બોલમાં રે સીતારામ )

ભૂલમાં, ભૂલમાં ભૂલમાંરે, મન સ્વરૂપ લક્ષ્યને ભૂલમાં;
દેહાભિમાનથી ડૂલમાંરે. મન ટેક
પ્રણવ પ્રભુનો પ્રેમ વિસારી, શાને પડે છે ભવચૂલમાંરે. મન ૧
શીતલ સંયમ જળ છોડીને, કેમ ધસે દ્વૈત ધૂળમાંરે. મન ૨
સતચિત્ આનંદ ફળને ત્યાગી, ફરે શું નામરૂપ ફૂલમાંરે. મન ૩
નિશાન નિશ્ચય કેરૂં ધારી, દૃશ્ય હીંડોળે ઝૂલમાંરે. મન ૪
પરમતત્વ પારસ ત્યાગીને, મોહે તું સંસાર તૂલમાંરે. મન ૫
સૂક્ષ્મ સ્વરૂપ છે તારૂં સુંદર, અથડાય આમશું સ્થૂલમાંરે. મન ૬
મોંઘો મણિથી દેહ મનુષ્યનો, ગુમાવે કેમ કાચ મૂલમાંરે. મન ૭
મુકુંદ પ્રભુને મળવું હોયતો, ચડી જાને પ્રેમ પૂલમાંરે. મન ૮

પ્રમાણ

**बाह्यानुसंधिः परिवर्धयेत्फलं**
**दुर्वासनामेव ततस्ततोऽधिकम् ।**
**ज्ञात्वा विवेकैः परिहृत्य बाह्यं**
**स्वात्मानुसंधिं विदधीत नित्यम् ॥**

**ભાવાર્થ**—બાહ્ય વિશ્વનું અનુસંધાન અધિક દુર્વાસના રૂપ ફલોને વધારે છે. અર્થાત્ વિષય ચિંતનથી વાસના વધે છે; માટે વિવેક વડે તેનું તુચ્છત્વ જાણીને બહારની વસ્તુઓ પરના રાગનો ત્યાગ કરી, નિત્ય પોતાના આત્માનું અનુંસંધાન કરવું.

---

**અવતરણિકા**—સુવર્ણના દાગીના બનાવનાર માણસ સોના કરતાં તેના આકારને જોઇને વધારે ખુશી થાય છે. પણ તેના મર્મને સમજનાર સોની તો સુવર્ણનીજ કિંમત આંકે છે. ઘાટની—આકારની નહિ. તેમ શ્રીકૃષ્ણ પરમાત્માએ જે લીલા કરી છે, તેમાં જે જ્ઞાન રહસ્ય છે તેનું જ મૂલ્ય જ્ઞાનીઓ સમજી—વિચારી ખુશી થાય છે. આકારને તે વળગતા જ નથી તે દષ્ટિથી—

## મણકો ૪૧

( રાગ રઘુપતિ રામ હૃદમાં૦ )

આનંદ અતિ આજ ઉરમાં થાએરે; અદ્ભુત અનુભવ આ ઉભરાયે.
આનંદ અતિ ટેક—

કૃપા શ્રીસદ્‌ગુરૂજીએ કીધીરે, શુદ્ધ બુદ્ધિ બહુ મને દીધીરે;
પામ્યો અલૌકિક અદ્વૈતસિદ્ધિ આનંદ ૧
વસુદેવને વેદ પ્રમાણોરે, બ્રહ્મવિદ્યાને દેવકી જાણોરે;
કોપ્યો તે પર કલિ કંસ રાણો. આનંદ ૨

દ્વૈતભાવની શૃંખલા કીધીરે, તેતો દંપતીને જડી દીધીરે;
બહિર્મુખ કોટડી કરી લીધી. આનંદ ૩
કામ ક્રોધ મૂકયા રખવાળરે, હણે જન્મતાં એનનાં બાળરે;
એમ વીર થયો મહાકાળ. આનંદ ૪
પછી છ અવસ્થા ખટ તનરે, તેતો કંસે કીધાં છે પતનરે;
તુરીયામાં અહં થયું લીન. આનંદ ૫
રહ્યો આઠમો ગર્ભ તે જયારેરે, અંદર પ્રકટયા શ્રીહરિત્યારેરે;
વધ્યું તેજ માતાનું ભારે. આનંદ ૬
જે છે અજન્મા અવિનાશીરે, તેને માયા અધીન છે દાસીરે;
કાળ તેનાથી જાય છે નાશી. આનંદ ૭
તેમને ન્હોય ગર્ભ નિશાનીરે, અતિ અગમ્ય છે વ્યાસની વાણીરે;
કોઇ સંત રહ્યા છે જાણી. આનંદ ૮
તે છે જ્ઞાન અંતરમાં થાવારે, સૂક્ષ્મવાત સહુ સમજાવારે;
વળી ગુણ પ્રભુના ગાવા. આનંદ ૯
તેથી કીધી છે રચના રૂડીરે, જીવન્મુકત રહે તેમાં ડૂબીરે;
જેની વાસના ગઇ છે ઊડી. આનંદ ૧૦
દશમાશ થયા જયારે પૂર્ણરે, થયા પ્રકટ પ્રભુજી તૂર્ણરે;
કીધાં જન્મ મરણ સહુ ચૂર્ણ. આનંદ ૧૧
કરે સ્તુતિ દંપતિ કરજોડીરે, કેમ સ્તવીએ બુદ્ધિ પ્રભુ થોડીરે;
રહ્યાં સદાએ ચરણુ ચિત્ત ચોડી. આનંદ ૧૨
ત્યારે બોલ્યા મુખથી મોરારીરે, તમે શ્રવણ કરો વાત મારીરે;
નંદ ઘેર લઇ જાઓ વિચારી. આનંદ ૧૩
એમ કહીને સંકેલી સ્વમાયારે, લઘુ બાળકની ધરી કાયારે;
ભક્ત હૃદયે અપાર સમાયા. આનંદ ૧૪
વસુદેવની બેડીઓ તૂટીરે, ચાલ્યા બાળ લઇ ત્યાંથી છૂટીરે;
રખવાળો થયા માયા સુઠી. આનંદ ૧૫

આવ્યા બુદ્ધિ યમુનાને તીરરે, ઉચ્છળે છે ગંભીર નીરરે;
ભેટવાને શ્રી શ્યામ શરીર. આનંદ ૧૬
ચર્ણ સ્પર્શ થતાં પડયો પારરે, ચાલી આવ્યા નંદને દરબારરે;
કન્યા લઇ મૂકયા પ્રાણાધાર. આનંદ ૧૭
પાછી આવ્યા શ્રી મધુપુરમાંરે, અતિહર્ષ વર્ષ્યો છે ઉરમાંરે;
પછી પડયા ફસાઇ જંજીરમાં. આનંદ ૧૮
થયું સર્વ હતું જેમ તેમરે, માયા દૂર ખસી ત્યાં જેમરે;
સ્વપ્નથી ઉઠ્યા રખવાળ એમ. આનંદ ૧૯
વસુદેવ રહ્યા તે ઠારરે, ઉલટયો આનંદ નંદને દ્વારરે;
થાએ ધ્વનિ ત્યાં જય જય કાર. આનંદ ૨૦
શ્રવણ તે છે શ્રાવણ માસરે, મલિનસત્વ કૃષ્ણપક્ષ ખાસરે;
આઠમ યોગ તે અષ્ટ પ્રકાશ. આનંદ ૨૧
મનન રોહિણી નક્ષત્ર સારરે, નિદિધ્યાસન તે બુધવારરે;
પ્રગટયા પૂરણ બ્રહ્મ અપાર. આનંદ ૨૨
નંદલાલ તે જીવને લહીએરે, ભકિત વૃત્તિ જસોદા કહીએરે;
કરી અદ્દ્ભુત લીલા કનૈયે. આનંદ ૨૩
વૃત્તિ ગોપીઓએ વાત જાણીરે, થયા પ્રકટ શ્રી સારંગપાણિરે;
આવી નંદ ઘેર સર્વે ભરાણી. આનંદ ૨૪
દધી દુધતે શાસ્ત્રને સારરે, બ્રહ્મતત્ત્વ (માખણ) ઊડે છે આપારરે;
ગાએ નાચે સહુ નરનાર. આનંદ ૨૫
મન પારણું બાંધ્યું રૂપાળુંરે, રાજે શ્યામ સ્વરૂપ રહીઆળુંરે;
થયું ગોકુળમાં અજવાળું. આનંદ ૨૬
નિત્ય નૂતન લીલા થાએરે, પ્રભુ માખણ ચોરીને ખાએરે;
ગોપી આનંદ મંગલ ગાયે. આનંદ ૨૭
ઊડે છે જેજે વૃત્તિ વિચારરે, તે સર્વ ભાસે બ્રહ્માકારરે:
જાણો તે સહુ ગોપી ગોપાળ. આનંદ ૨૮

ઇન્દ્રિ એકાદશ વર્ષ કહેવાએરે, અક્ષર બાવન દિવસ લેખાએરે;
અખંડ કૃષ્ણ લીલા ત્યાં થાય. આનંદ ૨૯
હૃદય દેશ શ્રી ગોકુળ કહીએરે, રાત દિન ત્યાં બેશી રહીએરે;
મન જાણ મુકુંદરૂપ થઇએ. આનંદ ૩૦

વ્રજ ચોરાશી કોશ તે, લખચોરાશી ધારઃ
અખંડ રમે છે એકલો, મુકુંદ જગદાકાર.

પ્રમાણ

**दया मा रोहिणी माता सत्यभामा धरेतिवै**
**अघासुरो महाव्याधिः कलिः कंसः स भूपतिः ॥**

**ભાવાર્થ**--દયા તે રોહિણી માતા છે, અને પૃથ્વી એ સત્યભામાં છે, મહારોગ તે અઘાસુર છે અને કલિ-પંચકલેશ તે રાજા છે. ઉપરના શ્લોકથી સ્થાલીપુલાક ન્યાયથી સજ્જનો સમજી લેશે.

---

અવતરણિકા—જિજ્ઞાસુ સાધનમાં દૃઢ રહેવાનો યત્ન કરે છે છતાં સ્થિર થવાતું નથી. ત્યા પરમાત્માની પ્રાર્થના કરે છે.

## મણકો ૪૨

## ( રાગ મરાઠી ચાલની સાખી )

શુદ્ધ બુદ્ધિ હૃદયે સ્ફુરાવો, દ્વૈત તણું દુઃખ જાવા,
આનંદ વૃષ્ટિ આપ કરોને, ચિન્તાગ્નિ લય થાવા;
દયા દીન ઉપર કરશો, પ્રભુજી શાન્તિ ઉર ભરશો. ૧
દ્વન્દ્વો સહુ દળવાની શક્તિ, શ્યામ સદાએ આપો,
જગ ચિત્રો સર્વે ઉખાડી, પ્રણવ પ્રતિમા સ્થાપો;
દયા દીન ઉપર કરશો, પ્રભુજી. ૨

વિકલ્પો વિદારી મનના, એકાગ્રતાને અર્પો,
આપશ્રીના આવા ગમનેથી, દહન થશે સહુ દર્પો;
દયા દીન ઉપર કરશો, પ્રભુજી. ૩

આશા સહુ અંતરની જાએ, નિરાશાને ન્યાળું,
જ્ઞાન અર્કના પ્રખર પ્રકાશે, દિલમાં થાય અજવાળું;
દયાદીન ઉપર કરશો, પ્રભુજી. ૪

અંતર વૃત્તિ તૈલ ધારા સમ, આપ સ્વરૂપને દેખે,
અન્ય વિચારોને તે કદિયે, સ્વપ્ને પણ નવ લેખે;
દયાદીન ઉપર કરશો, પ્રભુજી. ૫

નિર્ભય થઈને બાળ રમે છે, નિજ માતાને અંકે,
તેમ સદૈવ પ્રભુ હું વિહરૂં, ચર્ણકમળ નિઃશંકે;
દયા દીન ઉપર કરશો, પ્રભુજી. ૬

પુષ્પવાટિકા પ્રવેશ કરતાં, મોદ બહુ મન પામે,
તેમ પ્રેમ પૂરો ધારીને, હૃદય બાગ વિરામે;
દયા દીન ઉપર કરશો, પ્રભુજી. ૭

કમળ કોશ કોમળ પેખીને, ભ્રમર શકે નહિ ઉડી,
તેમ પ્રણુવ પ્રેમાસ્પદ પેખી, દિલ પણ જાએ ડૂબી;
દયા દીન ઉપર કરશો, પ્રભુજી, ૮

અહર્નિશ ૐકાર ઉચ્ચારે, મન બીજું નવ બોલે,
સૃષ્ટિની દૃષ્ટિને તેતો, ખરીગણી નવ ખોલે;
દયા દીન ઉપર કરશો, પ્રભુજી. ૯

પૃથક્ અહં છૂટી અંતરથી, બ્રહ્મસ્વરૂપ સમાએ,
જ્યાં ત્યાં નજરે જોતાં નિરખી, એક મુકુંદ જણાએ;
દયા દીન ઉપર કરશો, પ્રભુજી. ૧૦

પ્રમાણ

या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
त्वा मनुस्मरतः सा मे हृदयान्माऽपसर्पतु ॥

ભાવાર્થ—અવિવેકી પુરૂષોની વિષયમાં જે દૃઢ પ્રીતિ છે, તમારૂં નિત્ય સ્મરણ કરવાવાળા મારા હૃદયમાંથી તે પ્રીતિ દૂર ન થાઓ.

---

અવતરણિકા—જગતના જીવને જો કોઇ પણ દુઃખનું નિદાન હોય તો તે દેહાભિમાન છે. માટે અભ્યાસ કરી તેનો ત્યાગ કરવા યત્ન કરવો જોઇએ માટે—

## મણકો ૪૩.

### ( રાગ-ગરબી )

છોડ પૃથક્ અભિમાન, મન તું છોડ પૃથક્ અભિમાન. ટેક.
જાણ્યું તોપણ કેમ ન જાગે, હાથે થાય હેરાન. મન તું. ૧
મમત્વ મદિરા પાન કરીને, કેમ ભૂલે છે ભાન. મન તું. ૨
દ્વૈત દૃષ્ટિ કરી દિલ ખોયું, સુખનું સત્ય નિશાન. મન તું. ૩
બાજી હજુ પણ હાથ છે તારે, વેદ વચન ધર કાન. મન તું. ૪
પ્રથમ પ્રયત્નને પૂર્ણ વધારી, તીવ્રેચ્છાને તાન. મન તું. ૫
કર્તાએ સહુ કરી રાખ્યું છે, નિમિત્ત તું છો નિદાન. મન તું. ૬
તેમાં પણ સત્તા છે તેની, ધરીશ માં તું ગુમાન. મન તું. ૭
માટે મુકુન્દ શરણે તું વસીને, સ્વરૂપ સુધા કર પાન. મન તું. ૮

પ્રમાણ—

देहोऽहं बुद्धिजं पापं न तद्गोवधकोटिभिः ।
आत्माहं बुद्धिजं पुण्यं न भूतं न भविष्यति ॥

**ભાવાર્થ**—દેહ હું છું એવી બુદ્ધિથી થએલું જે પાપ તે કોટિ ગાયો મારવા કરતાં પણ અધિક છે. તેમજ આત્મા હું છું એવી બુદ્ધિથી થએલું પુન્ય ભુતકાળમાં થયું નથી અને ભવિષ્ય કાળમાં થશે નહિ.

---

**અવતરણિકા**—માયાનો મોહ ભયંકર છે એક વખત જો મન તેમાં ફસાય છે તો નીકળવું કઠિન પડે છે. માટે આરંભમાંથી મનને જાગ્રત રાખવા કહે છે કે:-

## મણકો ૪૪

### ( રાગ—મન માની લે અવસર )

ચિત્ત ચેતી લે, આવેલો અવસર આ એળે જાએ;
મન મૂકી દે, મોહ ભરેલી માયાની સહુ વાતો. ટેક.
રવિ ઢાંકે છે વાદળ છાયા, તેમ આત્મા ઢાંકે છે માયા;
ત્યાં ભૂલા પડે ડહાપણુ ડાહ્યા. ચિત્ત૦ ૧
સતી અહલ્યા તો થઈ વ્યભિચારી, વેશ્યા પિંગલા સતી વ્રતધારી;
અઘટિત ઘટના એમ કરનારી. ચિત્ત૦ ૨
સુખ વિષયનું પ્રથમ દિસે સારૂં, પાછળથી તે લાગે ખારૂં;
આપાત રમણીયનું એ બારૂં. ચિત્ત૦ ૩
માયા નિત્ય નૂતનરૂપ ધરે, નટી થઈને નાટક નવીન કરે;
ગણી સત્ય લોભાઈ શીદ મરે. ચિત્ત૦ ૪
જગ જૂઠું નિશ્ચે લે ધારી, તજ તેથી કામના તું તારી;
એક સત્ય સ્વરૂપને વિચારી. ચિત્ત૦ ૫
ખૂબ ટેવ ક્ષમાની રાખીને, સહુ રાગદ્વેષ દૂર નાખીને;
ૐ ૐ અહોનિશ ભાખીને. ચિત્ત૦ ૬
શમદમ સાધનથી ખાળીને, સહુ વૃત્તિઓ અંતર વાળીને;
દે વાત વિષયની ટાળીને. ચિત્ત૦ ૭

ધરે નામ નક્કી તે તો જાએ, રૂપ પ્રીત કરે તે પસ્તાએ;
મળે મુકુન્દ શરણુ બહુ સુખ થાએ. ચિત્ત૦ ૮

પ્રમાણ—

जन्मदुःखं जरादुःखं मृत्युदुःखं पुनःपुनः ।
संसारसागरे दुःखं तस्माज्जागृहि जागृहि ॥

**ભાવાર્થ**—જન્મનું દુઃખ, વૃદ્ધાવસ્થાનું દુઃખ અને મૃત્યુનું દુઃખતો ફરીફરીને આવે છે. એ રીતે સંસાર સાગરમાં દુઃખ જ છે માટે હે મન! જાગ, જાગ

---

અવતરણિકા—આકાશમાં મેઘની ઘટા જામી હોય તેમાં જેમ વિજળી ચમકીને સમાઈ જાય છે. તેમ અભ્યાસીના અંતઃકરણમાં પણ કોઈ વખત બ્રહ્મભાવનાની ચમક દેખાય છે. તે પરથી જિજ્ઞાસુ તેનું ચિંતન કરે છે—

## મણુકો ૪૫.

( રાગ–થાળનો. અવિનાશીરે )

બ્રહ્માર્ણવ ભરીઓરે, કે ભાસે છે ભારી;
રચના બહુ તેનીરે, અટપટ છે ન્યારી. ૧
કંઇ તટ નહિ તેનેરે, અપાર તે એવો છે;
કલ્પિત કિનારો રે, કે જોયા જેવો છે. ૨
તરંગ બહુ ઊડેરે કે, મ્હોટાને ન્હાના;
પ્રત્યક્ષ કંઈ દિસેરે, છુપ્યા છે કઇ છાના. ૩
બ્રહ્માંડો બુદ બુદરે, બહુ તે એમાં છે;
નાનાં રૂપ જળનાંરે. સહુકો તેમાં છે; ૪
મોતી બહુ મૂલનરિ, ફટકીઆં થાએ છે;
જેને જે જોઇએ રે, તે તે લઇ જાય છે. ૫

મોતી પણ જળનાં રે, લેનારાં જળનાં છે;
બ્રહ્માર્ણવ જળમાંરે, ઊઠી એ કલના છે. ૬
કિનારે નાવો રે કે, આવીને વળગ્યા;
કોઇ તો સ્થિર છે રે, રહે કોઇ અળગાં. ૭
નાવ આ ચાલ્યું રે, મુકુન્દ ખેવટ મળતાં;
ચાલીને વિલાયું રે, અભેદે તે ગળતાં. ૮

પ્રમાણ—

**किं हेयं किमुपादेयं किमन्यत्किं विलक्षणम्।**
**अखंडानन्दपीयूषपूर्णे ब्रह्ममहार्णवे**

**ભાવાર્થ—અખંડ આનંદ અમૃતથી પૂર્ણ બ્રહ્મસ્વરૂપ મહાસમુદ્રમાં; શું તજવું ? અને શું લેવુ ? તથા બીજી પણ શી નવાઇ છે ? કાંઇ નહિ. એકમાં બીજુ કયાંથી હોય ? ન જ હોય.**

---

અવતરણિકા—ઇન્દ્રિયોથી મન આત્માની નજિક છે તેના કરતાં પણ બુદ્ધિ આત્માની નજીક વધારે છે માટે તેને હંસીની ઉપમા આપી માનસરોવરને કિનારે તેનું સ્વરૂપ ભાન કરાવવા કહે છે—

## મણુકો ૪૬
### ( રાગ ચોપાયાનીં છાયા )

માનસરોવર તટપર વસીને, મુક્તાફળ ચરનારી;
રે હંસી તું કેમ થઇ મચ્છ-ઇચ્છાની કરનારી. ૧
ચતુરાઇ ચૂકીને તારી, કેમ આમ ચાલે છે;
પારસ પ્રેમતણો તરછોડી, કાચ શીદ ઝાલે છે. ૨
ડોળાયું ડહાપણ સહુ તારૂં, વિષ્ઠા ઉપર વારી;
અભેદ રંભાવન ત્યાગી થઇ, બાવળવન ફરનારી. ૩

વિચાર વાયુમાં ઉડાવ્યા, દેહ દૃષ્ટિ ધારીને;
શ્રદ્ધા તરૂ ઉચ્છરતું છેદયું, કપટ છરી મારીને. ૪
સ્થૂલ દેહ પ્રીતિ દેખીને, નીતિ રીતિ ટાળી;
સ્વરૂપામૃત ઉચ્છેટી કીધી, વિષય વિષ રખવાળી. ૫
સૂક્ષ્મ વાતને શકી ન સમજી, જાતે બનતાં જાડી;
ક્ષણિક સુખના લોભે તેં તો, વધી વાત વણુસાડી. ૬
ગુમગતિ તારી તેં કીધી, અવિદ્યાને અંધારે;
મોહ તણા મારગ માંહે તું, ફોકટ ફાંફાં મારે; ૭
માયાની છાયા દેખીને, શીદ મરે છે દોડી;
ગાંઠ તણી મૂડી ગુમાવીશ, લાભ ન જડશે કોડી. ૮
સ્વપ્નાની સાકર ખાવાથી, મુખ મીઠું નવ થાશે;
જાગી જોતાં જાણ જરૂરતું, પૂરી મન પસ્તાશે. ૯
માટે માયા મૂળ તજી રહે, મુકુન્દ શરણુને ધારી;
આવાગમન ટળીને થાશે, સુશાન્તિ સુખકારી. ૧૦

પ્રમાણ—

अस्ति यद्यपि सर्वत्र नीरं नीरजमंडितम् ।
रमते न मरालस्य मानसं मानसं विना ॥

**ભાવાર્થ**—જો કે સર્વત્ર જળ કમળની શોભાવાળું હોય છે તો પણ હંસનું મન માનસરોવર વિના આનંદ પામતું નથી.

---

અવતરણિકા—જગતથી કંટાળેલો જીવાત્મા શ્રીગુરૂની પ્રાર્થના કરે છે કે. પરમાત્મા તરફ જવામાં અનેક પ્રકારનાં વિઘ્નો આવે છે તેને દૂર કરવામાં આપ શુદ્ધ અને દૃઢ બુદ્ધિ આપો.—

## ભણકો ૪૭

( રાગ ગરબી મારગ મૂકોની કહુ છું )

સુણો સદ્‌ગુરૂ સહાય મારી વિનતી જો; ટેક
પ્રભુ ભેટવાને તલપતું અંતર અતિજો. સુણો ૧
વચ્ચે વિઘ્ન બહુ વ્યવહારનાં આવી પડે જો;
ગુરૂ નિરખવામાં અંતરાય એ નડે જો. સુણો ૨
લોકલાજ પાજ આવીને આડી પડી જો;
નદી પ્રેમની ભરેલી મારી ત્યાં ખડી જો. સુણો ૩
અભિમાન મારૂં એમાં આગેવાન છે જો;
મારૂં મન એથી અતિશય હેરાન છે જો. સુણો ૪
તેથી આવીને ઉભી છું આપ દ્વારમાં જો;
કૃપા કરી કરો વૃદ્ધિ મારા પ્યારમાં જો. સુણો ૫
અમીરસ ભરેલી દયા દૃષ્ટિ નાખજો જો;
મોહ પાશ તોડી શરણમાં રાખજો જો. સુણો ૬
અવર ઇચ્છા કશી નથી મારા ઉરમાંજો;
વસુ પ્રેમથી હું પ્રભુની હજુરમાં જો. સુણો ૭
ગુરૂ દયા થતાં વિઘ્ન સહુ બળી જશે જો;
મતિ મુકુન્દ સ્વરૂપમાં મળી જશે જો. સુણો ૮

પ્રમાણ—

**ब्रह्मानन्दरसानुभूतिकलितैः पूतैः सुशीतैः सितै-**
**र्युष्मद्वाक्कलशोज्झितैः श्रुतिसुखैर्वाक्यामृतैः सेचय ।**
**संतप्तं भवतापदावदहनज्वालाभिरेनं प्रभो**
**धन्यास्ते भवदीक्षणक्षणगतेःपात्रीकृताः स्वीकृताः ॥**

**ભાવાર્થ**—હે પ્રભો સંસારના ત્રિવિધિ તાપરૂપ દાવાનળની જ્વાળાઓથી બહુ તપેલા એવા મને; બ્રહ્માનંદ

રસના અનુભવમાં બોળેલાં, પવિત્ર, બહુ શીતળ, ઉજ્વલ અને આપની વાણી રૂપી કળશથી નીકળતાં, કાનને સુખ આપે એવાં વાકયામૃતોથી છાંટો. જગતમાં તેજ પુરૂષો ધન્ય છે કે; આપના કૃપાકટાક્ષથી સ્વીકૃત થયા છે.

---

અવતરણિકા—સંસારથી ઉપરામ પામેલી વૃત્તિ જગત જોવા ઇચ્છતી નથી અને પરમાત્મ દર્શન થતાં નથી. તેથી વારંવાર અકળાય છે અને પ્રભુ તથા ગુરૂને અભેદ સમજી પ્રાર્થના કરે છે—

## મણુકો ૪૮

### ( રાગ ગરબી વણજારાની છાયા )

કહું પૂરણ ધરીને પ્રીત, પ્રભુજી પ્યારારે;
મને દર્શન દેજો નિત્ય, ગુરૂજી મારારે. ૧
મારૂં મળવા ઇચ્છે મન, પ્રભુજી;
મેં તો સોંપ્યાં છે તન ધન, ગુરૂજી. ૨
હવે ગમતી નથી જગવાત, પ્રભુજી;
લાગી લગની દીનને રાત, ગુરૂજી. ૩
ઇચ્છે આંખ તમારા દેદાર, પ્રભુજી;
કરૂં મુખથી નામ ઉચ્ચાર, ગુરૂજી. ૪
બહુ તલસાવોના નાથ, પ્રભુજી;
હરી વિયોગ ઝાલો હાથ, ગુરૂજી; ૫
કરો માયાનો પટ દૂર, પ્રભુજી;
દેખું પૂરણ આપનું નુર, ગુરૂજી. ૬
જેથી આનંદ અંતર થાય, પ્રભુજી;
ભવ દુઃખ સહુ ભુલાય, ગુરૂજી. ૭
રહું અખંડ અભેદ હું નિત્ય, પ્રભુજી;
સોંપી મુકુન્દ ચરણમાં ચિત્ત, ગુરૂજી. ૮

પ્રમાણ—

भ्रष्टोऽस्मि यद्यपि सतां चरितात्तथापि
मां त्रातुमर्हसि कृतान्तभियाश्रयन्तम् ।
प्रह्वेषु विह्वलतया शरणागतेषु
नो साधवो विदधते सदसद्विवेकम् ॥

**ભાવાર્થ**—હે નાથ ! જોકે સજ્જન પુરૂષોનાં જે આચરણ તેથી હું ભ્રષ્ટ છું. તોપણ કાળના ભયથી શરણે આવેલો એવો જે હું તેનું આપ રક્ષણ કરવા યોગ્ય છો. ગભરાઇને શરણે આવેલનમ્ર પુરૂષો ઉપર સાધુઓ સત્ અસત્ અર્થાત્ આ સારો છે કે નઠારો તે વિવેક રાખતા નથી.

---

અવતરણિકા—સ્થૂલ શરીરતો અત્રેજ નાશ પામી જાય છે, ભેદ પાડનાર વૃત્તિ છે. તેની બહિર્મુખતામાં કષ્ટ છે. તેને પાછી વળતાજ આનંદ છે. જ્યારે વૃત્તિઓ પાછી વળી એકાગ્રતા પામે છે ત્યારે તે નદી રૂપ બને છે અને પરમાત્મ સમુદ્રને જઈ મળે છે માટે—

## મણુકો ૪૯

(રાગ મન માને નહિ સોફેરા)

શુભવૃત્તિ નદી, બ્રહ્મ સિન્ધુમાં વેગે મળવા ચાલી;
અટકે ન કદિ, ગુરૂગમ દ્વારા અભેદ રાહને ઝાલી. ટેક.

જગ પર્વતને તે તો ત્યાગી, ધીમે ધીમે વધવા લાગી;
વધતાં વધતાં પહોંચી આઘી. શુભ વૃત્તિ૦ ૧

વૈરાગ્ય વહન પૂર જોર ધસે, મોહ કર્દમ તેથી દૂર ખસે;
સરિતા તેથી બહુ શુદ્ધ થશે. શુભ વૃત્તિ૦ ૨

છે ષટ્સંપત્તિ સુંદર વારિ, વળી વિવેક નિર્મળતા ધારી;
તીવ્રેચ્છા તરંગો સુખકારી. શુભ વૃત્તિ૦ ૩

મૈત્રી ઝખ તેમાં ઝાઝાં છે, મહીં મગરમુદિતા રાજા છે;
કરૂણા કચ્છપ બહુ તાજા છે. શુભ વૃત્તિ૦ ૪

અંબુજ ઉપેક્ષાના એમાં, વડું ક્ષમા વ્હેલવસે તેમાં;
દીનતાનાં ચક્ર દિસે જેમાં. શુભ વૃત્તિ૦ ૫

નીતિ ધર્મ કિનારા બે મ્હોટા, સદ્ગુણ તરૂના ત્યાં નહિ તોટા;
સંત હંસ તણા વસતા જોટા. શુભ વૃત્તિ૦ ૬

ત્યાં સમિર શાન્તિનો વાયે છે, જગતાપ ત્રિવિધના ભૂલાયે છે;
સદ્ગુરૂ કૃપાથી જો જાયે છે. શુભ વૃત્તિ૦ ૭

આ નદી જેહને ઉર વહે, તે આન્દાબ્ધિરૂપ લહે;
અંતે તો મુકુન્દશ્રી એક રહે. શુભ વૃત્તિ૦ ૮

પ્રમાણ—

**यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति**
**नामरूपे विहाय । तथा विद्वान्नामरूपाद्वि-**
**मुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥**

**ભાવાર્થ**—જેમ ગંગા વગેરે નદીઓ વહેતી વહેતી નામરૂપનો ત્યાગ કરી સમુદ્રમાં મળી તે રૂપ બની જાય છે તેમ જ્ઞાનિ પુરૂષ પણ નામરૂપથી રહિત થઇને કાર્ય કારણથી પર પરમાત્માને પામી બ્રહ્મરૂપ થાય છે.

---

**અવતરણિકા**—સંસાર સમુદ્રમાં મુસાફરી કરતાં અનેક વખતે જીવાત્મા પોતાના નક્કી કરેલા માર્ગથી અવળો ચાલ છે. પુનઃ જાગ્રત

થતાં પોતાના પવિત્ર પંથની સ્મૃતિ થાય છે તે વખતે દિશા દેખાતી નથી. તેથી અકળાઇને શ્રીગુરૂની પ્રાર્થના કરે છે.

### મણુકો ૫૦.

### ( રાગ-હરિનો મારગ છે શૂરાનો )

કરજોડીને સદ્‌ગુરૂ તમને, પ્રેમે લાગુ પાય જોને;
દીન ગણીને દાસ તમારો, સાહેબ કરશો સહાયજોને. ૧
અકળામણુ એ ઉરમાં ભારી, માયા ન મૂકે કેડો જોને;
ભવ દરિઆમાં ભૂલી ભટકે, બાપજી મારો બેડો જોને. ૨
કદિ ન દેખું ક્યાંય કિનારો. હિંમત ગયો છું હારી જોને;
ચો બાજુ વાયુના વમળો, દુઃખ છે દીલમાં ભારી જોને. ૩
પાણી માંહે પંથ ન સુજે, ઉપર છે અંધારૂં જોને:
દિસે ન નકશો બત્તી બુજી, બગડયું યંત્ર મારૂં જોને. ૪
સુકાન કેરી સાંકળ તૂટી, હોડી રહે નહિ હાથ જોને;
કપટી થઇને કામ કરે ના, કૈવટ કેરો સાથ જોને. ૫
મોટા મોજા માથે પડતા, ડામાડોળે ચડીયું જોને;
મોહ મગરનો ભય છે ત્યાંતો, નાવ જઇને અડીયું જોને. ૬
આપ વિના નવ એકે આરો, મારો નહિ નિસ્તારો જોને,
મ્હેર કરીને મારી ઉપર, ડૂબતી નૌકા તારો જોને. ૭
અરજી ઉર ધારી અલબેલા, દ્રષ્ટિ દયાની કરશો જોને;
મુકુન્દ માયાથી મૂકાવી, નિર્ભય શરણે ધરશો જોને. ૮

પ્રમાણ—

**स्वामिन्नमस्ते नतलोकबन्धो**
**कारुण्यसिन्धो पतितं भवाब्धौ ।**
**मामुद्धरात्मीयकटाक्ष दृष्ट्या**
**ऋज्व्यातिकारुण्यसुधाभिवृष्ट्या ॥**

**ભાવાર્થ**—હે નમ્રલોકના બંધુ ! કરૂણાના સમુદ્ર ! હે સ્વામિન ! તમને નમસ્કાર છે. સંસાર સમુદ્રમાં પડેલા મને; સરલ અતિદયામૃત વૃષ્ટિવાળા દૃષ્ટિપાતથી ઉદ્ધારો.

---

**અવતરણિકા**—પરમાત્માને મળવાને આતુર થએલી વૃત્તિ જ્યારે અહંતા મમતાના પ્રદેશમાં રૂંધાઈને અકળાય છે ત્યારે પ્રભુને પ્રાર્થના કરે છે કે—

## મણકો ૫૧.

### ( રાગ-મન શીદને તું ભટકેરે )

સ્વસ્તિ શ્રી શુભસ્થાનેરે, અખંડ અલક્ષપૂરી;
સદા વિરાજમાન છે રે, છબી ઉપમાંથી ભરી; ૧
શુભ શશી સમ શીતળ રે, પ્રભા જેની ભાનુ સમી;
કલ્પ તરૂસમ દાતારે, રહ્યા મમ ઉર રમી. ૨
નભ તુલ્ય છો નિર્મળ રે, દયા કેરા સાગર છો;
શુભ ગુણુના ભાજનરે, વળી નટ નાગર છો. ૩
પાવક તુલ્ય પવિત્રરે, વાયુસમ વ્યાપક છો;
ધીરજમાં છો ધરતીરે, સત્ય ધર્મના સ્થાપક છો. ૪
પારસમણી પોતેરે, આકર છો જ્ઞાનતણી,
કહેતાં પાર ન આવેરે, એવી ઉપમા છે ઘણી. ૫
સ્વાનંદથી પ્રેમેરે, લખે છે દીનદાસી;
ઉર અવર ન ઇચ્છારે, દર્શનની છું પ્યાસી. ૬
કૃપાપત્ર તમારોરે, સખી શ્રુતિની સંગે;
પહોંચ્યો વાંચી અતિશે રે, આનંદ મારે અંગે. ૭
પુનઃપ્રેમ કરીને રે, પ્રભુ લખશો એવું;
સુજાણુ ચતુર છો રે, સમજુને શું કહેવું. ૮
કૃપા દૃષ્ટિ કરીને રે, દાસીને યાદ કરી;
ધન્ય ભાગ્ય એ મારૂં રે, તથા ધન્ય આજ ઘડી. ૯

લખ્યું પ્રેમે કરીને રે, ચરણમાં રહેવાને;
અભેદ આનંદ એરે, નિરતિશય લેવાને. ૧૦

પણ કેમ કરી આવું રે, પ્રતિબંધ છે ભારી;
છુંટું હું તો તેમાંથી રે, ખેંચો દોરી જો મારી. ૧૧

પ્રેમ પાશ તમારો રે, હૃદયમાં સાલે છે;
વિરહાગ્નિ વ્હાલારે, અહો નિશ બાળે છે. ૧૨

કહું દુઃખ એ કોને રે, મુંઝાઇ મનમાં રહું;
દિન રાત તમારો રે, વિયોગ હું નાથ સહું. ૧૩

મળવાનું છે મનમાંરે, વખત પણ નવ આવે;
આડું કુટુંબ કારમું રે, બહુ પેર તે સતાવે. ૧૪

માતા માયા છે પ્યારીરે, તથા પિતા કાળ ખરે;
રાત દિન એ મારીરે, પ્રભુજી પુંઠ ફરે. ૧૫

વ્યવહાર છે સસરોરે, નિદ્રા સાસુ મારી;
ધણી ધર્મ મળીનેરે, કરે બહુ રખવાળી. ૧૬

નણંદી આળસ અંગથીરે, ક્ષણું ન રહે અળગી;
કુટુંબ કામના કારમીરે, હરિ હૈયે વળગી. ૧૭

નિંદા જેઠાણી મારીરે, જૂઠ જેઠ છે સંગે;
વળી દેરાણી દીનતારે, આવી વસી ઉમંગે. ૧૮

જાત દિયર મારોરે, પાડોશી પ્રમાદ વેરી;
લોક લાજ છે બ્હેનીરે, રહ્યાં રસીઆ ઘેરી. ૧૯

મોહભાઈ તો મુજનેરે, દગથી ના દૂર કરે;
વિડંબના આવીરે, કહો કેમ આવું અરે. ૨૦

લખી સંકેત છાનોરે, આવી મળવા કેરો;
બતાવો જો મુજનેરે, ફળે તો આ ફેરો. ૨૧

પત્ર વાંચીને પ્યારારે, પૂરા પ્રેમે પળજો:
છે વિનતી મારીરે, મુકુન્દ મને મળજો. ૨૨

પ્રમાણ—

> यस्यांघ्रिपंकजरजः स्नपनं महान्तो
> वांछन्त्युमापतिरिवात्मतमोऽपहत्यै ।
> यर्ह्यम्बुजाक्ष न लभेय भवत्प्रसादं
> [illegible]व्रतकृशाञ्छतजन्मभिः स्यात् ॥

**ભાવાર્થ**---હે કમળ જેવા નેત્રવાળા ભગવાન્ ! જેના ચરણ કમલની રજમાં, અજ્ઞાન નાશ કરવા માટે મહાત્માઓ પણ શ્રી મહાદેવની પેઠે સ્નાન કરવાની ઈચ્છા રાખે છે. એવા આપનો કૃપાપ્રસાદ જો હું નહિ પામું તો વારંવાર વ્રત કરીને પ્રાણનો પરિત્યાગ કરીશ. એમ વારંવાર કરીને સો જન્મે પણ આપની કૃપા થશેજ એમ મને દઢ વિશ્વાસ છે.

---

**અવતરણિકા**—સર્વ દોષોમાં કામ એ મુખ્ય છે. તેનું કેન્દ્ર સ્ત્રી છે. મનુષ્યનું મન તે દિશામાં જ ખેંચાય છે. એ મોહ અથવા રાગ છોડાવી વૈરાગભાવના પોષવા કહે છે કે—

## મણકો પર.

### મનહરછંદ.

છાણ કહે વાત ખરી, સાંભળજો સાધુ જરી;
દૂરથી તજો સુંદરી, એતો ઘર ઘાલે છે.
જંગલમાં હતું જ્યારે, મારી પાસે આવી ત્યારે;
શીર લઈ પૂરા પ્યારે, હરખાતી ચાલે છે.
હૃદય તણો જે રંગ, ફેરવીને (કીધું) અંગભંગ;
મેળવી પાણીની સંગ, થાપી મોજ મ્હાલે છે.
સૂકાવ્યું તાપમાં તન, દયા નહિ ધારી મન;
પ્રેમદાની પ્રીત હાય, પાવકમાં બાળે છે. ૧

કોઠીમાંના કહે કણ, હતા અમે ઘણા જણ;
કામિની એ આવી 'પણ' અમારૂં એ કાપ્યું છે.
રાખથી છોડાવી પ્યાર, કરાવીને શણગાર;
મન અમારૂં તે વાર, મહિલાએ માપ્યું છે.
દિલથી તજીને મહેર, ઘંટી (માં) ઘાલી વાળ્યું વેર;
મારી મારી કર્યાં ઝેર, સુભોજન સ્થાપ્યું છે.
કરાવી શરીર સંગ, બગાડયો છે બધો રંગ;
નારી તણા નેહે જુઓ, નર્ક રાજ્ય આપ્યું છે. ૨

પ્રમાણ—

शंभुस्वयंभुहरयो हरिणेक्षणानां
येनाक्रियंत सततं गृहकर्मदासाः ।
वाचामगोचरचरित्रविचित्रिताय
तस्मै नमो भगवते कुसुमायुधाय ॥

**ભાવાર્થ**—શંભુ. સ્વયંભુ અને હરિને પણ જેણે સતત સ્ત્રીઓનાં ઘરકામ કરનાર—ભુંડા બનાવેલા છે, એવા; અને વાણીથી પણ અગમ્ય ચરિત્રથી વિચિત્ર એવા ભગવાન કામદેવને હું નમસ્કાર કરૂં છું.

---

અવતરણિકા—ગુરૂસ્તુતિ.

### મણકો ૫૩.

છપ્પો.

ગુરૂજી બ્રહ્મ સ્વરૂપ, ગુરૂજી વિશ્વ પ્રકાશી;
ગુરૂજી દ્વન્દ્વ રહિત, ગુરૂજી જ્ઞાન વિલાસી,
ગુરૂજી ત્રિગુણાતીત, ગુરૂજી ગગન સમા છે;
ગુરૂજી નિત્ય અભેદ, ગુરૂજી અચળ ગમ્યા છે;
તત્ત્વમસિના તત્ત્વને, પ્રેમ ગુરૂજી પાય છે;
એવા ગુરૂ ગોવિંદ પર, મુકુન્દ બલિહારી જાય છે.

પ્રમાણ—

**बन्धमुक्तं ब्रह्मनिष्ठं कृतकृत्यं भजेद्गुरुम् ।**
**यस्य प्रसादात्संसारसागरो गोष्पदायते ॥**

**ભાવાર્થ**—સંસાર વાસનાના બંધથી છુટેલા, બ્રહ્મમાં નિષ્ઠાવાળા, અને કૃત કૃત્ય ગુરૂની સેવા કરવી, જેના પ્રસાદથી સંસાર સાગર ગાયના પગલાની પેઠે તરાય છે.

---

અવતરણિકા—જે મનુષ્ય જીવનના ધ્યેયને સુધારવા યત્ન કરતો નથી તે જીવતો છતાં મૃતપ્રાય છે.

## મણકો ૫૪
### ઉપજાતિછંદ

સ્વબોલનું તોલ કદિ ન તોલે, ઘણું કરી જૂઠ સદાય બોલે;
વૃથાપણાને મનથી વરેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૧
કદિવિલોકી જન સુંદરીને, રહે રૂડું રૂપ ઉરે ધરીને;
ગુલામ કામે દિસતો કરેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૨
મલીન વસ્ત્રો દુર્ગંધ ભારી, ફરે ક્ષુધાતુર દશા નઠારી;
દરિદ્રથી આપ પૂરો ભરેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૩
ભલું બૂરૂના સમજે બીચારો, શુભાશુભે ના કરતો વિચારો;
કુવાટમાં મૂરખ તે ખરેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૪
વસે શરીરે સહુ રોગ આવી, મળે ન પૈસો બગડેલ ભાવી;
અતિ ગરીબી મધ્યે ગળેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૫
કુટુમ્બથી કલેશ પૂરો કરીને, સર્વે જનોથી અવળો ફરીને;
નિંદારૂપી કંપ મધ્યે કળેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૬
શરીર કંપે નજરે ન ભાળે, પડી ગયા દાંત સફેદ વાળે;
સુણે ન કાને બળથી બળેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૭
પરોત્કર્ષે ન રહે ખુશીએ, અપાર ગુણો ન ગણે રૂડા તે;
ઇર્ષ્યા કરે એ ઉલટો ફરેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૮

અપાર આશા ઉરમાં વધારી, મચી રહેલો ભવરોગ ભારી;
જરૂર મૃત્યુ મળમાં ખરેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૯
લુહારની ચૂલ રહે ધખેલી, સક્રોપથી તેમ મતિ ભરેલી;
દિસે સદા પાવકથી બળેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૧૦
અરે રૂડો માનવ દેહ ધારી, મૂકયા હરિને મનથી વિસારી;
સ્વમાત પેટે પથરો પડેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૧૧
યતિ તણી વાત વૃથા ઉચ્ચારે, ધરીકુબુદ્ધિ ઇર્ષ્યા વધારે;
જરૂર તેતો નરકે ઢળેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૧૨
કરી કમાણી નિજ પિંડ પોષે, ઉદાર થૈ સંત કદી ન તોષે;
અપાર સંસાર મધ્યે ગરેલો. ભલે જીવે તોય ગણો મરેલો; ૧૩
કસાઇની જેમ ધ્યાન ધારે, અનેક પ્રાણી પળમાં પ્રહારે;
હરિપદેથી કપટી ટળેલો, ભલે જીવે તોય ગણો મરેલો. ૧૪
વસુ પ્રભુરૂપ ખરૂ ગણે છે, સમૃધ્ધિ લેવા સરવે હણે છે;
ન જાણતો મુકુન્દથી ફરેલો. ભલે જીવે તોય ગણો મરેલો. ૧૫

પ્રમાણ—

**जीवन्तोऽपि मृताः पंच व्यासेन परिकीर्तिता ।**
**दरिद्रो व्याधितो मुर्खः प्रवासी नित्यसेवकः ॥**

**ભાવાર્થ**—દરિદ્ર, રોગી, મૂર્ખ, પ્રવાસી બહુફરનારો અને નિત્ય સેવક, આ પાંચ પ્રકારના પુરૂષો જીવતા છતાં મરેલા છે એમ વ્યાસે કહ્યું છે.

---

અવતરણિકા—પરમાત્મ સ્વરૂપ એ મનવાણીનો વિષય નથી. છતાં તેનો અનુભવ શબ્દોની અનિર્વચનીયતાથી કથે છે

### મણકો ૫૫

**(રાગ મારા વ્હાલાના વન માંહે.)**

આ અજબ અમારો દેશ સુંદર શોભે છે;
જ્યાં ક્લેશ નહિ લવલેશ દિલતો લોભે છે. ટેક.

પવન પાણીને નહિ પાવક ત્યાં, નહિ આકાશને ધરણીરે;
પ્રભા વિદ્યુતની ત્યાં ન પ્રકાશે, નહિ ઇન્દુને તરણિ. સુંદર. ૧
તિર વિનાના નીર ભર્યા છે, કમળ વિના મકરંદરે;
શરીર વિનાનાં સ્નાન કરે છે, અપાર હંસનાં વૃંદ. સુંદર. ૨
પાય વિનાના પંથી પહોંચે, વણ વસ્તીનો દેશરે;
નેક નીતિથી રાજ્ય કરે છે, વપુ વિનાનો નરેશ. સુંદર. ૩
સ્વરૂપ વગરની સુંદરીને, કાયા વિનાનો કંથરે;
તેજપુંજનો પલંગ બિછાવ્યો, બારે માસ વસંત. સુંદર. ૪
અપાર પણ ઘર એકજ દિસે, દંપતી કરતાં ખેલરે,
અગમ્ય દીપ ઝળહળતો તેમાં, ના બત્તીના તેલ. સુંદર. ૫
નયન વિનાનાં નેહે નિરખે, અંગ વિનાનાં સ્પર્શેરે;
હસ્ત વિનાનું દે આલિંગન, હૃદય વિના એ હરખે. સુંદર. ૬
શ્રવણ વિનાએ સર્વ સુણે છે, રસના વિણ એ બોલે રે;
ચિત્ત વિનાનાં ચિંતન કરીને, શિશ વિનાનાં ડોલે. સુંદર. ૭
પારાવાર એ નુર દિસે છે, તનનું તેજ અંતરરે;
કોણ કહેને કોણ સાંભળે, એક મુકુન્દ ભગવંત. સુંદર. ૮

**પ્રમાણ—**

**अपाणिपादो जवनो ग्रहीता**
**पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ॥**
**सवेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता**
**तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥**

**ભાવાર્થ**—જે હાથ પગ વગરનો છતાં, વેગથી ચાલે અને ગ્રહણ કરે, અને વળી તે આંખ વગરનો છતાં દેખે, તથા કાનરહીત છે તો પણ સાંભળે, તેમજ તે જેટલું

જાણુવા જેવું છે તેને જાણે છે. પણ તેને કોઈ જાણે નહિ. તેનેજ જ્ઞાનીઓ સર્વ શ્રેષ્ટ મહાન્ પુરૂષ કહે છે.

---

અવતરણિકા--સંસારથી ઉપરામ પામેલો પુરૂષ જગતની અનિત્યતા વિચારે છે.

## મણુકો ૫૬
## ( રાગ ગરબી )

કરૂ હું કેનો મનમાં શોક, દિસે છે જગત્ બંધુ આ ફોક. ટેક.
જુઠા રાજા જુઠી રૈયત. જુઠા છે દરબાર;
કરી કાયદા ફૂડા કોડે, ચલવે કારોબાર. કરૂં હું. ૧
જુઠા વૈભવ જુઠી સાહેબી, જુઠો છે સહુ ઠાઠ;
નાટકમાં જેમ જુઠા ભજવે, જનો જુજવા પાઠ. કરૂં હું. ૨
માતપિતાને બંધુ જુઠાં, જુઠો સહુ પરિવાર;
સ્વાર્થ થકી સહુ સાથે મળીઆં, જેમ પક્ષી એક ઝાડ. કરૂં હું. ૩
લક્ષ્મી ચંચળરૂપ સદા છે, ક્ષણુમાં આવે જાય;
પડયું સૂર્યનું બિંબ પાણીમાં, હાથ ન આવે ભાઇ. કરૂં હું. ૪
નારી નેહ તો છેક જ જુઠો, જેવો રંગ પતંગ;
હૃદય હળાહળ વિષ ભર્યું છે. ઉપર ઉજળું અંગ. કરૂં હું. ૫
જુઠી માયા જુઠી કાયા, જુઠા સહુ ફૂટાય;
પાણી પરપોટા સમ પળમાં, જાયે સહજ વિલાય. કરૂં હું. ૬
હતી દેહ પર જેની પ્રીતિ. તેજ કહાડો કહે છે;
કાષ્ટ ખડકીને સ્મશાનમાંહે પોરી બાળી દે છે. કરૂં હું. ૭
જુઠું હું, તું, તે, આ, એ, પણ, જુઠો સહુ સંસાર;
જેમ રજ્જુમાં દિસે અંધારે, જુઠો સરપાકાર. કરૂં હું. ૮
જુડે જુઠાં જોડે થાએ, જુઠું પરણે રંડિ;
ધોળે દહાડે ભૂગંળ વિનાની, ભાંડ ભવાઇ માંડે. કરૂં હું. ૯

માટે જુઠી બાજી ત્યાગી, શરણુ વિભુને જાવું,
માન તથા મમતા મૂકીને, મુકુન્દ સ્વરૂપે થાવું. કરૂં હું. ૧૦

**પ્રમાણુ—**

**रथ्याचर्पटविरचित कन्थः**
**पुण्यापुण्यविवर्जितपन्थः ।**
**नाहं न त्वं नायं लोकः**
**तदपि किमर्थं क्रियते शोकः ॥**

**ભાવાર્થ**—રસ્તામાં પડેલાં ચીથરાં લાવી તેની ગોદડી બનાવનાર, અને પુણ્ય પાપના માર્ગને ઉલ્લંઘી ગએલો એવો તુ છે. છતાં જ્યાં હું નથી; તુ નથી અને આ લોક પણ નથી તો પછી શા માટે શોક થાય છે.

---

અવતણિકા— સંપૂર્ણ વિશ્વનું સ્વરૂપ એ માયાનો જ ખેલ છે. જે તેને એકાએક ઓળખી શકતા નથી તે તેના મોહમાં ફસાય છે. માટે જિજ્ઞાસુને જાગ્રત કરવા તેનું સ્વરૂપ વર્ણવે છે.

### માણુકો ૫૭

[ રાગ બનજારાની છાયા. ]

શી અદ્દભુત જાળ બીછાવી, રહી માયા ખેલ મચાવી; ટેક.
શું રૂપ કરે ચમકારા. ચલવીને મોહની ધારા;
સુંદર નટીનો વેશ, બેશ છે કેશ, નયન ચમકાવી. રહી. ૧
પંચ રંગ પટોળી પહેરી, છે કંચુકી ત્રિગુણ કેરી;
ધર્યા આશ શૃંગાર, શોભતા સાર, ટીલી ટપકાવી. રહી. ૨
છે વક્ર કટાક્ષો ભારે, તે બાણુ કામનાં મારે;
દાનવ ને દેવ, નરો તતખેવ, દીએ ગબડાવી. રહી. ૩

રાવણ ભસ્માસુર ડૂલ્યા, શિવ બ્રહ્માદિક પણ ભૂલ્યા;
માનવમાં અપાર, ખાય છે માર, ગણી મન ભાવી. રહી. ૪
પળમાં તે હસીને હસાવે, કરી મોહ અતિશે ફસાવે;
બાંધીને બંધ, કીધા છે અંધ, ઉંચે લટકાવી. રહી. ૫
વળી રડી રડાવે ભારી, છે કુટિલ રૂપ એ કાળી;
કરેજો સંગ ધરીને અંગ, વસે ઉર આવી. રહી. ૬
કદિ ક્રોધ કરીને ડરાવે, એકાન્તે બહુ ગભરાવે;
કરીને જોર બનાવે ચોર, મહા મુખવાળી. રહી. ૭
એ અનન્ત વિધાની માયા, તેની કળી પડે નહિ છાયા;
તથાપિ જરૂર જનોને ઉર, લેતી રંગ તાળી. રહી. ૮
હરિ ગયો છું એથી હારી, લ્યો ખબર પ્રભુજી મારી;
જાણી અનાથ, ગ્રહીને હાથ, મુકુન્દ બચાવી. રહી. ૯

**પ્રમાણ—**

हरति वपुषः कान्तिं पुंसः करोति बलक्षतिं
जनयति भृशं भ्रान्तिं नारी सुखाय निषेविता।
विरतिविरसा भुक्ता यस्मात्ततो न विवेकिभिः
विषयविमुखैः सेव्या मायासमाश्रितविग्रहा॥

ભાવાર્થ—સ્ત્રી, સેવન કરનારા પુરૂષના શરીરની કાન્તિનો નાશ કરે છે, બળને હરે છે. અત્યન્ત ભ્રાન્તિને ઉત્પન કરે છે, અને ભોગ પછી પરિણામે નીરસ થઇ પડે છે. માટે વિવેકી પુરૂષોએ વિષયથી દુર રહેવુ. અને માયાવી શરીરને ધારણ કરનારી નારીને સુખરૂપ સમજી સેવવી નહિ. કારણ કે એ પણ એક પ્રકારની ભ્રાન્તિ છે.

---

અવતરણિકા—કલિયુગમાં સર્વથા સુલભ રસ્તો ભગવાનના નામ કીર્તનનો છે. માટે જીવને જાગ્રત્ રહી શિવને ભજવા પ્રબોધે છે.

## મણુકો ૫૮

### ( રાગ પ્રભાત મળી માતને તાત. )

જાગીને જીવ તું સમરી લે શિવને, મોહ માયા તણો બંધ તૂટે;
પરમપદ પામતાં, સુખ મહીં જામતાં, અખંડ આનંદ તે કદિ ન ખૂટે.
જાગીને—ટેક.

માયાના નાદમાં, કામ પ્રમાદમાં આળસુ કેમ થઇ આમ ઊંઘે;
જો જરા જાગીને, ઊંઘને ત્યાગીને. મૃત્યુ તે તાહરૂં તન સુંઘે;
કાળ જો જાય છે, આયુઃ કમ થાય છે, શીદ મમતા કરી શિર કૂટે.
જાગી. ૧

કપટ કોટિ કરી, લક્ષ્મી તેં બહુ ભરી, સંગ નહિ આવશે એક કોડી;
ધામને ધનધરા, અંતમાં રહે પરાં, તો મરે શું વૃથા આમ દોડી;
ખાતું જ્યાં ખોલશે, પાપ પુન્ય બોલશે, હાંડલી પાપની ત્યાં જ ફૂટે.
જાગી. ૨

પ્રિય ગણે કામિની તે નથી કામની, કુટુંબ તારૂં સહુ દૂર રહેશે;
પ્રાણ તારો જતાં, કાય ફૂડી થતાં, લઇ સ્મશાને તુને બાળી દેશે;
કશુ નહિ ફાવશે, સંગ બે આવશે, ધર્મ અધર્મ વિણુ સર્વ છુટે.
જાગી. ૩

બહુ ક્રિયા કેળવી, આબરૂ મેળવી, હરિ ભજ્યા વગર તે ધુળધાણી;
અબ્ધિ પૂર્ણ ભર્યો, અર્થ કશુ ના સર્યો, તેમ તુજ કીર્તિ ઓષ પાણી;
ચેતે કદિ તું હવે, પ્રેમથી હરિ સ્તવે, તો કદિ કાળ તુજને ન લૂંટે.
જાગી. ૪

ગર્ભવાસે હતો, કોલ કીધો છતો, ભજીશ હું ભાવથી શંભુ દેવા;
મુક્ત ત્યાંથી થયો, દેવ ભૂલી ગયો, દામ દારાની કરતો તું સેવા;
તો વિચારી જરા, સ્મરી લે શ્રી સ્મરહરા, ભૂતપતિ તો તને સદ્ય ત્રુઠે.
જાગી. ૫

શાન્તિ ઉરમાં થશે, પાપ નાશી જશે, શરણુ શ્રી શંભુનું સદ્ય ફળશે;
મરણુ ફેરા મટે, દુઃખ દિલનું ઘટે, જન્મના હેતુને તું જ રળશે;
ધામ અવિચળ અડે, પુનરપિ ના પડે, એક મુકુન્દ આનંદ ઘૂટે.
જાગી. ૬

मा कुरु जनधनयौवनगर्वं
हरति निमेषात्कालः सर्वम् ।
मायामयमिदमखिलं हित्वा
ब्रह्मपदं त्वं प्रविश विदित्वा ॥

**ભાવાર્થ**—માણસ ! પૈસા અને યુવાનીનું અભિમાન કરીશ નહિ, કારણકે એક પલકમાં કાળ સર્વ હરી લે છે, આ સર્વ માયામયનો ત્યાગ કરી તુ બ્રહ્મ સ્વરૂપને જાણી તેમાં પ્રવેશ કર.

---

અવતરણિકા—જેમ પાણી ઉપર પથરાએલી લીલને હાથથી દૂર કરીએ છતાં થોડા જ વખતમાં તે પુનઃ જલની સ્વચ્છતાને ઢાંકી દે છે. તેમ અજ્ઞાનને ખસેડવા યત્ન કરીએ છતાં તે ફરી ફરીને નિર્મળ આત્માને ઢાંકે છે. જેથી જીવ ભગવદ્ સ્મરણ ભૂલી જાય છે. તેથી તેને વારંવાર જાગ્રત કરવા કહે છે.

### મણકો ૫૯
( ભુજંગી છંદ )

કર્યો માતના ગર્ભમાં વાસ જ્યારે,
બહુ ભોગવ્યું અંગમાં દુઃખ ત્યારે;
અરે તે સમાને મૂકો શું ? વિસારી,
ભજો સચ્ચિદાનંદ આનંદકારી. ૧
અરે કાળની ચોટ છે શિર મોટી,

થશે ધૈર્યને ધર્મ કેરી કસોટી;
નહિ કામ આવે કશી હોશિયારી,
ભજો સચ્ચિદાનંદ આનંદકારી. ૨

ગતિ ગર્વમાં ઉલટી શું કરો છો,
વૃથા પાપનો ભાર શાને ભરો છો;
તજો કાં પ્રમાદે કરી મોક્ષ બારી,
ભજો સચ્ચિદાનંદ આનંદકારી. ૩

ધટે કામના ધારીને છેક કૂડી,
ગુમાવી તમે ગાંઠની સર્વ મૂડી;
જતો લાભ લેવા ઉઠો હર્ષ ધારી,
ભજો સચ્ચિદાનંદ આનંદકારી. ૪

ચતુરા તણા સ્નેહમાં ભાન ભૂલી,
કરી વાટ ચોરાશીની એમ ખૂલ્લી;
થયા આપ પોતાતણા ઘાત કારી,
ભજો સચ્ચિદાનંદ આનંદકારી ૫

છબી ફાંકડી નિત્ય રાખી ફરો છો,
ઉરેથી પ્રભુતા સદા વિસરો છો;
જરા વાત લ્યો મોતની ઉર ધારી,
ભજો સચ્ચિદાનંદ આનંદકારી. ૬

જુવાની તણા જોમમાં જન્મ ખોયો,
જગન્નાથને દિલ ધારી ન જોયો;
ગયા જીતી બાજી તમે છેક હારી,
ભજો સચ્ચિદાનંદ આનંદકારી. ૭

જરા આવતાં દેહ તો જીર્ણ થાશે,
પછી શ્રી હરિ ભક્તિથી ના ભજાશે;

ગૃહો પાય મુકુન્દના પ્રેમ ધારી,
ભજો સચ્ચિદાનંદ આનંદકારી. ૮

**न जनको जननी न च सोदरो**
**न तनयो न च भूरिबलं कुलम् ।**
**अवति कोऽपि न कालवशं गतं**
**भजत रे मनुजा गिरिजापतिम् ॥**

**ભાવાર્થ**—પિતા, માતા, ભાઈ. પુત્ર અને ઘણા બળ વાળું કુટુંબ એ કોઇ આપણા નથી. કારણકે જ્યારે કાલને વશ પડીએ છીએ ત્યારે કોઇ રક્ષણ કરતું નથી માટે હે મનુષ્યો ! શ્રી મહાદેવને ભજો.

---

અવતરણિકા---આ લોકના રાજાને મળવું હોય તોપણ માણસને અંદરની અને બહારની યોગ્યતા સંપાદન કરવી પડે છે. તો પછી પરમાત્માને ભેટવા ઉભય પ્રકારની લાયકાત મેળવવી પડે એમાં તો કહેવાનુજ શું ? માટે આપદ્યમાં પ્રભુને ભેટવાનો અધિકારનું સ્વરૂપ કહે છે.

મણકો ૯૦

( રાગ કોણરે સમાના માનવી )

ભેટવા જઇશું ભગવંતને, ભાવ હૃદયમાં ધારી, ટેક.
સ્વપ્ના સમું જગ જાણીને, મૂકું તેને વિસારી. ભેટવા. ૧
પહેરૂં પટોળાં હું તો પ્રેમનાં, ભક્તિ કંચુકી રૂડી;
શીલને સંતોષ શૃંગાર છે, હાથે માળાની ચૂડી. ભેટવા. ૨
શ્રદ્ધા થાળ ભર્યો મન મોતીએ. વિદ્યાજળની છે ઝારી;
ઇચ્છાને નાખું ઓવારણે, વ્હાલા ઉપર વારી. ભેટવા ૩

સંત સખીનો મારે સાથ છે, ગીત શ્રુતિનાં ગાઉં;
આનંદ રાહમાં ચાલતી, પ્રભુ પાસે હું જાઉં. ભેટવા ૪
પાય પૂજું હું પરબ્રહ્મના, ચંદન શાન્તિનું સંગે;
ચતુરાઇ ચોકખા ચોડતી. મારા રામને ઉમંગે. ભેટવા ૫
વિવેક બતીને ધૃતજ્ઞાન છે, વહ્નિ વૈરાગ્ય મેલી;
આરતિ ઉતારૂ અવિનાશીની. થઇ રસબસ ઘેલી. ભેટવા ૬
પુષ્પાંજલિ કીધી મેં તો પિંડની, સ્તુતિ બહુ વિધકીધી;
પોતાની જાણી પ્રભુજીએ, મને શરણમાં લીધી. ભેટવા ૭
સરિતા મળે છે સમુદ્રને, નામ રૂપને ભૂલી;
તેમ વિદેહી મુકુન્દમાં, અભેદે મતિ ડૂલી, ભેટવા ૭

**પ્રમાણ—**

**क्लेशादिपंचकतरं युगं भ्रमाढ्यं**
**दारात्मजाप्तधनबन्धुझषाभियुक्तम् ।**
**औवार्नलाभनिजरोषमनंगजालं**
**संसारसागरमतीत्य हरिं व्रजामि ॥**

**ભાવાર્થ**—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ એ પાંચ કલેશવાળો, ભ્રાન્તિ યુક્ત, સ્ત્રી, પુત્ર, આપ્ત હિતેચ્છુઓ, ધન. અને બંધુઓ રૂપ માછલા વડે ઉભરાતો; નિજક્રોધ રૂપ વડવાગ્નિ વાળો, તથા કામના રૂપ ભરતિવાળો, સંસાર સાગર ઉલ્લંઘીને હું શ્રી હરિની પાસે જાઉ છું

---

અવતરણિકા—શ્રીગુરૂ ગીતામાં કહ્યું છે કે-**मोक्षमूलं गुरोः कृपा** શ્રી ગુરૂની કૃપા એજ મોક્ષનું મૂલ છે. માટે ગુરૂના ગુણાનુ વાદ અવશ્ય ગાવા જોઇએ. તેથી ગુરૂ ગુણ ગાન કરે છે;

## મણકો ૬૧

### ( રાગ—જીરે પહેલો વધાવો મારે )

પ્રેમે બલિહારી સદ્‌ગુરૂ દેવની,
જેણે ઉઘાડયાં હૃદય કપાટ—પ્રેમે-ટેક
ભૂલ્યો હતો માયાકેરા ભેદમાં;
મુજને સત્ય બતાવી છે વાટ- પ્રેમે-૧
કૃપા દૃષ્ટિથી કાલુષ્ય કાપીને;
કીધું અંતર શુદ્ધ અપાર. પ્રેમે-૨
મારૂં સત્ય સ્વરૂપ સમજાવીયું;
આપી તત્વમસિ કેરો સાર. પ્રેમે-૩
જીવ ભાવ કાપી જડ મૂળથી;
સ્થાપ્યો બ્રહ્મ સ્વરૂપમાં સ્થિત. પ્રેમે-૪
માયા મૂળને મનથી ઉખાડીને;
સ્નેહે સમજાવી વસ્તુ જે નિત્ય. પ્રેમે-૫
ફાંસી કાપી ચોરાશીના ફેરની;
કીધો આવાગમનથી દૂર. પ્રેમે-૬
દ્વૈત દુગ્ધા ટાળી મારા દિલની;
ભરી શાન્તિ હૃદય ભરપૂર. પ્રેમે-૭
જ્ઞાન કુંચી આપી ગુરૂએ કારમી;
ઉઘડયાં અનુભવ નેત્ર અનુપ. પ્રેમે-૮
વિચારી ને જોતાં સહુ વિશ્વમાં;
મુને ભાસે સચ્ચિત્ સ્વરૂપ. પ્રેમે-૯
હું તો ડૂબ્યો અખંડ આનંદમાં;
ભૂલી ભવને શરીરનું ભાન. પ્રેમે-૧૦
આંટી છુટી અંતરની અટપટી;
પાડયું ભમણાનું જુઠ નિશાન. પ્રેમે-૧૧

એક અજબસ્વરૂપ અવલોકીયું;
જે છે કોટિ બ્રહ્માંડનું મૂળ. પ્રેમે-૧૨
અહં અંકુર આપે ઉડી ગયો;
થયું મમત્વ તે નિર્મૂળ. પ્રેમે-૧૩
રવિ રશ્મિની ઉષ્ણતા આવતાં;
થયો હિમ ગળી વારિ રૂપ. પ્રેમે-૧૪
ગરમી જ્ઞાન અર્ક કેરી લાગતાં;
જીવ પોતે મુકુન્દ સ્વરૂપ, પ્રેમે-૧૫

**પ્રમાણ**—

**करुणावरुणालय पालय मां**
**भवसागरदुःखविदूनहृदम् ।**
**रचयाखिलदर्शनतत्त्वविदं**
**भव शंकरदेशिक मे शरणम् ॥**

**ભાવાર્થ**—હે કરૂણાના સાગર ! ભવસાગરના દુઃખથી દુઃખી હૃદયવાળો જે હું તેને પાળો. સર્વશાસ્ત્રના રહસ્યનો, મને વેત્તા-જાણનાર બનાવો. હે શંકરગુરો ! મારા આશ્રય-રૂપ થાઓ.

---

અવતરણિકા—મનુષ્ય જન્મ શ્રેષ્ટ છે. છતાં તે વિશ્વાસ કરવા લાયક નથી કારણકે તે ક્ષણભંગુર છે, માટે તેની સાર્થકતા હરિ ભજવામાં છે માટે સૂચવે છે કે—

**મણકો ૬૨.**

**( રાગ—સીતાસ્વયંવરનો )**

મનુષ્ય જન્મ મહા દુર્લભ જાણો, હાથ આવ્યો છે હીરોરે-
ભાવે શ્રીહરિ ભજીએ-ટેક-૧

ફરી ફરી અવસર આ નહિ આવે, સમજે છે કોઇ ધીરોરે. ભાવે-૨
સુત વિત દારાને કુટુંબ કબીલો, મળશે સર્વ મુકામે રે. ભાવે-૩
માત પિતા પશુ પંખીમાં મળશે, સદ્‌ગુરૂ નહિ તે ઠામેરે. ભાવ-૪
ખલક પલકમાંહે છોડીને જાવું, પડતાં કાળનો ફટકોરે. ભાવે-૫
જુડીછે કાયાને જુડી છે માયા, ભ્રમણ મહિ શું ભટકોરે. ભાવે-૬
પ્રાણ પળે ત્યારે સર્વ પડયું રહે, ધન ધામને વળી ધરણીરે. ભાવે ૭
સર્વે તજી અંતે એકલા જાવું, સાથે લઇ નિજ કરણીરે. ભાવે-૮
ભકિત કરો માટે ભાવ ધરોને, યમ દૂત જાશે નાશીરે. ભાવે-૯
મુકુન્દ ચરણના પ્રૌઢ પ્રતાપે. તૂટે ચોરાશીની ફાંસીરે. ભાવે-૧૦

**પ્રમાણ--**

**पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।**
**एतत्सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥**

**ભાવાર્થ—ધન, મિત્ર, સ્ત્રી અને પૃથ્વી એ સર્વ ફરી ફરીને મળે; પણ દુર્લભ મનુષ્ય દેહ ફરી ફરી મળે નહિ.**

---

**અવતરણિકા-ભવસાગરમાં ડૂબતા જીવની પ્રભુ પ્રાર્થના,**

**મણકો ૬૩**

**( રાગ ધીમે ધીમે ચાલો. )**

મને સાહ્ય કરો હવે શ્યામરે-ટેક-
માયા મગરે પ્રભુજી મનેતો ગ્રહ્યો,
જાઉં ભવમાં વહ્યો (૨) તજી પ્રાણરે-મને-૧

સાખી-જન્મ મર્ણ જળથી ભર્યો, ભવનિધિ આ ભરપૂર,
મોહ ચક્ર માંહે ફસ્યો, નાથ કિનારો દૂર.

અહો હવે મુકુન્દ મહેર કરી (૨)
દયા દિલે ધરી (૨) આવતં કામરે-મને-૨

પ્રમાણ-

भगवन्दर्घौ मृतिजन्मजले,
सुखदुःखझषे पतितं व्यथितम् ।
कृपया शरणागतमुद्धर मा-
मनुशाध्युपसन्नमनन्यगतिम् ॥

ભાવાર્થ—હે ભગવાન્! જન્મ મરણરૂપી જલવાળા, સુખદુઃખરૂપ માછલાવાળા ભવસમુદ્રમાં પડેલા અને દુઃખી થએલા, શરણે આવીને પાસે રહેલા, આપવિના બીજો કોઇ આધાર નથી એવા મને દયાકરી તેમાંથી ઉગારો અને શિષ્ય જાણી તત્વનો ઉપદેશ કરો.

---

અવતરણિકા—ધ્યાન કરતાં કરતાં કોઇ વખત ઇશ્વર કૃપાથી વૃત્તિમાં અજબ ચમક લાગી જાય છે તેવા કાંઇક અનુભવનું સ્વરૂપ આ પદ્યમાં વર્ણવવામાં આવે છે.

મણકો ૧૪

( રાગ પુનમ ચાંદનીનો )

આજે આનંદની વૃષ્ટિ ઉરમાં આવતરિ, ટેક.
રૂડું માન સરોવર ચો બાજુ ઉભરાય,
શાન્તિ વારિ વહેતું ચિત્તતણા શુભ દેશમરિ;
તેમાં તૃષ્ણા કેરાં તરૂ તણાતાં જાય. આજે.
સાખી-ચઢિયાં વૃત્તિ વાદળાં, પ્રણુવધ્વને ભરપૂર;

મૂર્ધાકાશ છવાઇ ગયું, જીવ છૂપાયો સૂર.
અદ્દભુત એકાગ્રતા ચમકે સુંદર દામિનિરે;
કલ્પના તુટે તેની ઘોર ગર્જના થાય. આજે. ૧

સાખી—ઝરમર ઝરમર વરસતું, ચોકખું ચૈતન્ય નીર,
વિચાર વૃક્ષો સ્થિરછે, અટકયો પ્રાણ સમીર.
પ્રેમી મયુરો પોકારે, વિભુ વરસાદનેરે;
દર્દુર ભકતો ભાવે. ગુણ ભૂધરના ગાય. આજે. ૨

સાખી—તૃપ્ત થઈ ઉર ભૂમિકા, ઉગ્યાં જ્ઞાન અંકૂર.
શોભા સુંદર ત્યાં વધી, નવીન આવતાં તુર.
બુદ્ધિ સરિતામાં જળ આવ્યું પૂરા જોરથીરે;
તેથી દ્વૈત દૃષ્ટિનો પૂરણ પંક તણાય. આજે. ૩

સાખી.—જમીન જળમય થઇ રહી, અદ્વૈત એકાકાર;
પાતાળે પેશી ગયા, ત્રિવિધ તાપ અપાર.
શાન્તિ, શાન્તિ શાન્તિ શોભે છે સહુ સ્થાનમાંરિ,
દયાશ્રી મુકુન્દ પ્રભુની આજે અજબ જણાય. આજે. ૪

**પ્રમાણ—**

**धर्ममेघमिमं प्राहुः समाधिं योगवित्तमाः ।**
**वर्षत्येष यतो धर्मामृतधाराः सहस्रशः ॥**

**ભાવાર્થ**—જ્ઞાની પુરૂષો નિર્વિકલ્પ સમાધિને ધર્મમેઘ કહે છે. કારણકે જ્ઞાન સમાધિ બ્રહ્મસાક્ષાત્કારનાં સાધનરૂપ હજારો ધર્મરૂપી અમૃત ધારાઓને વર્ષાવે છે.

---

અવતરણિકા—પરમાનંદ સ્વરૂપની ઝાંખી થતા આનંદમાં આવેલી વૃત્તિના ઉદ્દગાર.

## મણકો ૬૫

( રાગ જાયછે જગત્ ચાલ્યુંરે. )

નિરખ્યા નાથજી મારારે, આનંદ આજે.
પ્રાણુથી તે લાગે પ્યારારે, આનંદ આજે. ટેક.

સ્વરૂપમાં દિસે શાન્તિ, કોટિ ભાનુસમી કાન્તિ;
જોતાં મારી ભાગી ભ્રાન્તિરે. આનંદ. ૧

વૃત્તિ તેમા ગઇ ડૂલી, સંસારનું ભાન ભૂલી;
પ્રેમમાં રહીછું ઝૂલીરે. આનંદ ૨

બાવરી બનીને ડોલું, હરિ હરિ મુખ બોલું;
રત્ન છે આ અણમોલુંરે. આનંદ ૩

પામી હું પ્રીતમ પ્યારા, ક્ષણું નહિ કરૂં ન્યારા;
નયનના તારા મારારે. આનંદ ૪

જોઉં છું હું જ્યાં જ્યાં ફરી, ત્યાં ત્યાં ભાસે મને હરિ;
અખંડ વરને વરીરે. આનંદ ૫

સંસારીનો સ્નેહ ત્યાગો, અમર આ ચૂડો લાગ્યો;
રંડાપાનો ભય ભાગ્યો રે. આનંદ ૬

અંગ વિના ઉઠી ભેટી, અનંગ ને અંક બેઠી;
લોક લજ્યા મૂકી છેટીરે. આનંદ ૭

મળતા અહંત્વ ગળ્યું, વારિમાંહે હિમ મળ્યું;
ભેદ ભાન મારૂં ટળ્યું રે. આનંદ ૮

અભેદનું સુખ પામી, શાન્તિમાં રહીછું જામી;
હું છું મ્હારો પોતે સ્વામીરે. આનંદ. ૯

અજબ આ દિસે કેવું, અદ્વૈત આ દ્વૈત જેવું;
મુકુન્દ ચરણ સેવું રે. આનંદ ૧૦

પ્રમાણ–

धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसा वेद्मि

धन्योऽहं धन्योऽहं ब्रह्मानन्दो विभाति मे स्पष्टम् ॥

**ભાવાર્થ**—હું ધન્ય છું, હું ધન્ય છું, હું મારા આત્મને સાક્ષાત જાણું છું. હું ધન્ય છું, હું ધન્ય છું, મને બ્રહ્માનંદ સ્પષ્ટ સ્ફુરે છે.

---

**અવતરણિકા**–કોઇ જિજ્ઞાસુ શ્રીગુરૂની પ્રાર્થના કરી બ્રહ્મસ્વરૂપ જાણવાની ઇચ્છા વ્યકત કરે છે.

### મણકો ૬૬

(રાગ ભકિતનારે જેણે ભવન૦ )

વિનતી કરૂં ગુરૂરાજ. બ્રહ્મરૂપ બતાવો.
પ્રેમથી લાગી પાયે. બ્રહ્મરૂપ બતાવો ટેક
બ્રહ્મવિના કંઇ અન્ય ગમેના;
જગતો ભાસે મને ભૂડું. બ્રહ્મરૂપ ૧
કેવું સ્વરૂપને ક્યાં એ વસે છે;
ઉપર છે કે તે ઊંડું. બ્રહ્મરૂપ ૨
સ્થૂલ કે સૂક્ષ્મ તે કેવું કહાવે;
શ્વેત છે લાલ કે લીલું. બ્રહ્મરૂપ ૩
સાકાર કે તે નિરાકાર ભાસે;
કાળું હશે કે પીળુ. બ્રહ્મરૂપ ૪
કઇ દિશામાં પ્રભુ દ્વાર છે એનુ;
તે ખુલ્લું હશે કે દીધું. બ્રહ્મરૂપ
રૂપ ભયંકર કે છે રસાળું;
વાંકુ હશે કે સીધું. બ્રહ્મરૂપ ૬

ઝાડ પહાડ કે પંખીના જેવું;
અગર પશુ રૂપ છે ધારી. બ્રહ્મરૂપ ૭
ભાનુ શશી વા તારા સરીખું;
પુરૂષ હશે કે તે નારી. બ્રહ્મરૂપ ૮
પૃથ્વી પાણીકે પાવક રૂપે;
પવન કે પુષ્કર એ છે. બ્રહ્મરૂપ ૯
એક હશે કે અનેક રૂપે તે;
તિમિર કે તેજ તે છે. બ્રહ્મરૂપ ૧૦
દિલમાં દેવ કે દૂર વસે છે;
પ્રાણ સ્વરૂપકે બુદ્ધિ. બ્રહ્મરૂપ ૧૧
મ્હેર કરીને મુજ દીન ઉપર;
મેળવો મુકુન્દની શુદ્ધિ. બ્રહ્મરૂપ ૧૨

**પ્રમાણ—**

**क आत्मा कस्त्वनात्मा च किमु लक्षणमेतयोः ।**
**आत्मन्यनात्मधर्माणामारोपः क्रियते कथम् ॥**

**ભાવાર્થ**—હે ગુરો ! આત્મા કોણ છે ? અનાત્મા શું છે ! એ બેઉનાં લક્ષણ શું ? અને આત્મામાં અનાત્માના ધર્મોનો આરોપ શા માટે ? કરાય છે ?

---

અવતરણિકા—શ્રુતિસ્પષ્ટ કહે છે કે 'આચાર્યવાન્ પુરૂષો વેદ.' જ્ઞાન ગુરૂદ્વારાજ થાય છે. તો શ્રીગુરૂકૃપાથી જે જ્ઞાન થયું છે તે જ્ઞાનનું સ્વરૂપ—

**મણકો-૬૭**

(રાગ. ઉપરના)

શાન્તિ પીયૂષ મેં પીધું. ગુરૂશરણને સેવી,
મંગળ દર્શન લીધું. ગુરૂ. ટેક.

આજ અંતર મારે અજવાળું;
આનંદ ઉરમાં ભાસે. ગુરૂ. ૧

એક અખંડિત અમૃતધારા;
પૂર્ણ સ્વરૂપે પ્રકાશે. ગુરૂ. ૨

વિશ્વ વિશ્વંભરરૂપ દિસે છે;
તુટી પડી સહુ ભ્રાન્તિ. ગુરૂ. ૩

દીનતા દરિદ્ર દૂર ગયાં છે;
સુંદર મુખની કાન્તિ. ગુરૂ. ૪

સ્વપ્ન દશામાંથી જાગ્રત થાતાં;
સર્વ સમાયો છે શોક. ગુરૂ. ૫

નેત્ર ખુલ્યા ત્યારે જોયું નિહાળી;
નામને રૂપ સહુ ફોક. ગુરૂ. ૬

શુદ્ધ હું મુકત છું નિત્ય સ્વરૂપે;
અન્ય ઉપાધિ ના મારે. ગુરૂ. ૭

વ્યાપક હું છું સકલ ભુવનમાં;
કાળભીતિ નહિ ભારે. ગુરૂ. ૮

માયાની છાયા મારામાં ન ભાસે;
રહું છું સ્વરૂપમાં બૂડી. ગુરૂ. ૯

એક ક્ષણું ત્યાંથી ખસવું ગમેના;
રચના દીઠી બહુ રૂડી. ગુરૂ ૧૦

તરણિના તેજથી તસ્ત તપીને;
હિમવારિતદ્રૂપે. ગુરૂ ૧૧

મુકુન્દ પ્રભુની પૂર્ણ કૃપાથી;
હું શ્રીસદ્‌ગુરૂને સ્વરૂપે. ગુરૂ. ૧૨

પ્રમાણે—

न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा
न च त्वं न चाहं न चायं प्रपंचः ।
स्वरूपावबोधो विकल्पासहिष्णु-
स्तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥

ભાવાર્થ—શિક્ષા આપનારગુરૂ, શાસ્ત્ર, શિષ્ય, શિક્ષા તું; હું અને આ પ્રપંચ એ કાંઈ પણ નથી જે કેવલ જ્ઞાન સ્વરૂપ તથા કોઇ પ્રકારનો વિકલ્પ સહન ન કરીશકે એવા કેવલ અવશિષ્ઠ બાકી શિવસ્વરૂપ હું છું.

---

અવતરણિકા—આનંદ અનુભવના તરંગો કોઇ કોઇ વખત આવતાં તે વાણીદ્વારા વ્યકત કરવામાં આવે છે.

મણકો ૯૮

(રાગ. જાયછે જાયછે જાયછેરે જગ.)

થાયછે થાયછે થાયછે રે; આજ આનંદવૃષ્ઠિ થાય છે. ટેક
અહં મમત્વ જે ધૂળનાં ઢેફાં; પ્રેમવારિમાં ગળી જાયછે રે. આ. ૧
ચિત્ત સરોવર સૂકું પડેલું, ભરાઇને ઊભરાયછે રે. આજ. ૨
જ્ઞાન ભક્તિનાં જે બીજ ઓયાં હતાં; પૂર્ણ તેતો પોષાયછે રે. આ. ૩
હૃદય વાડીમાં નિહાળી જોતાં; તત્ત્વઅંકુરો દેખાય છેરે. આ. ૪
સ્વસ્વરૂપ રોપા લાગે રૂપાળા, મજબુત મૂળો જણાયછે રે. આ. ૫
શાન્તિરૂપ ફળ સુંદર તેનાં, મુકુન્દ કૃપાથી ખવાયછે રે. આ. ૬

પ્રમાણુ—

अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥

**ભાવાર્થ—અહો ! આ અધ્યાત્મશાસ્ત્ર, અહો આ અધ્યાત્મશાસ્ત્ર ! તે જ્ઞાનનો ઉપદેશકરવાવાળા અહો ગુરૂ ! અહો ગુરૂ ! જ્ઞાનપરમસુખઆપેછે માટે અહો જ્ઞાન ? પરમ સુખ નિત્ય છે માટે તે સર્વોત્તમ સુખ પણ અહો ! સુખ. સુખ અહો !**

---

અવતરણિકા—જ્યાંસુધી મનુષ્ય પોતાના મનને વશ કરતો નથી ત્યાં સુધી એ મન મનુષ્યને મર્કટની પેઠે નચાવે છે. તેવા પ્રકારનું અવલોકન.

## મણુકો—૬૯

( રાગ. ઇન્દ્રવિજયછંદ )

શાસ્ત્ર તણા બહુ મર્મ જણાવી, સભાજનના સહુ ભર્મ ઉડાવે,
ભાષ્ય ભણી બહુ બુદ્ધ બની, નિજ શિષ્ય પછી ભલી ભાત ભણાવે;
વેદ તણા બહુ ભેદ કથી, પરમાણથી સંશય સર્વ પચાવે,
રે શિવ ! રે શિવ ! તેજનને પણ, આ મન વાંદર પેર નચાવે. ૧
સાર અસાર તણો ન વિચાર, અહો નિશ ફોકટ એમ ગુમાવે,
સજ્જનની કદિ શીખ સુણે નહિ, જુઠ સદાય સ્વમુખ જમાવે;
વાદવિવાદ અપાર કરી વડી, વ્હેમની વાત અનેક ઠસાવે,
રે શિવ ! રે શિવ ! તે જનને પણ, આ મન વાંદર પેર નચાવે. ૨
મોરલી નાદ મધુર કરી અહિને, ગૃહી તે નિજ ફંદ ફસાવે,
મત્ત ગયંદનું શિર વિદારી, સુમૌતિકલાવી શૃંગાર રચાવે;
કેશરીને કબજે કરીને વળી, કોઇ પ્રવીણ સ્વપ્રાણ બચાવે,
રે શિવ ! રે શિવ ! જનને પણ, આ મન વાંદર પેર નચાવેરે. ૩
શત્રુ તણો કરી નાશ, વસુ થકી, સ્વર્ગ જવા શુભ યાગ કરાવે;
રાજ તણી પદવી લઈ ને પછી, રૈયતને પણ પૂર્ણ ડરાવે;

યાચકનાં મન તોષ કરી, બહુ કીર્તિ જુઓ દશદિશ ધસાવે,
રે શિવ ! રે શિવ ! તે જનને પણ, આ મન વાંદર પેર નચાવે. ૪

પોષણ પૂરૂં ન થાય તથાપિ, પરિશ્રમથી બહુબોજ ઉઠાવે,
શીતનું વાતનું તાપનું દુઃખ બહુ, દીન સ્થિતિથી દિન હઠાવે;
બાળક બાપની પાસ જઈ, અતિ ભૂખથી શોર બકોર મચાવે,
રે શિવ ! રે શિવ ! તે જનને પણ, આ મન વાંદર પેર નચાવે. ૫

લાખ કરોડ કરી ધન એકઠું, મંદિરને ભભકાથી ચણાવે,
શાક સુપાક સવાદ ભર્યાં કરી, અત્તર પાન નવીન બનાવે;
કામતણી બહુ કેલી કરી, નિજ કામિનીને નિશદિન હસાવે,
રે શિવ ! રે શિવ ! તે જનને પણ, આ મન વાંદર પેર નચાવે. ૬

ભેખ ધરી ભગવો ભજવા, ભગવંત ભમૂત સ્વ અંગ લગાવે,
ત્યાગી સદા ધન ધામ તમામ, વસી નિત્ય જંગલ ધ્યાન જગાવે;
સંગત છોડી સહુ જગની, ગિરિકંદરમાં નિજ દેહ વસાવે,
રે શિવ ! રે શિવ ! તે જનને પણ, આ મન વાંદર પેર નચાવે. ૭

વેગ અનિલ થકી અદકો, જન કાયરને કરમાં નવ આવે,
ઉર ધરી નિરવેદ વિચારથી, વીર વિવેકી જરૂર ફસાવે;
ચિત્ત કરી નિજ સ્વાધિનને, તજી ચિંતન ગુણ ગોવિંદના ગાવે,
મ્હેર મુકુન્દ તણી વધતાં, જન તે મનને પછી નાચ નચાવે. ૮

પ્રમાણ—

पंचेन्द्रियैः पंचभिरेव होतृभिः
प्रचीयमानो विषयाज्य धारया ।
जाज्वल्यमानो बहुवासनेन्धनै-
र्मनोमयाग्निर्दहति प्रपंचम् ॥

ભાવાર્થ—પાંચ હોતારૂપ પાંચજ્ઞાનેન્દ્રિયોવડે, વિષય

રૂપઘીની ધારાવડે, વૃદ્ધિ પામતો, અને અનેક પ્રકારની વાસનારૂપ લાકડાંથી સળગતો, મનોમયરૂપ અગ્નિ સંસારને ધારણ કરે છે.



અવતરણિકા—પરમાત્માનાં અનેક નામ છે તેમાં પ્રણવ ૐ એ પણ તેમનું એક નામ છે મહર્ષિ પતંજલિ કહે છે કે **तस्य वाचकः प्रणवः** માટે તે પ્રણવ નામનો જપ વધારે લાભકારક છે. તેથી—

### મણકો ૭૦

(રાગ. કર પ્રભુ સંઘાતે દ૯)

હવે બીજું મારે નથી બોલવુંરે—ટેક.

મારા અંતરરૂપ આકાશમાં રે, એક અખંડ ગાજે ૐકાર. હવે ૧.
પૂરો પ્રેમ પ્રણવમાં લાગતાંરે, સહુ સંસાર શૂન્યાકાર. હવે. ૨
રાત દિન રમું છું ૐકારમાં રે, મારો તેમાં લાગ્યો છે તાર. હવે. ૩
મેં તો સર્વસ્વ સોંપ્યું છે તેહનેરે, એક ૐકારમાં સહુ સાર. હવે. ૪
આસપાસ નીચે આકાશમાંરે, સત્ય પ્રણવનું છે આગાર. હવે. ૫
સદગુરૂની સાનથી જાગીને રે, જપું એક મુકુન્દ ૐકાર હવે. ૬

**પ્રમાણ—**

**एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् ।**
**एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥**

**ભાવાર્થ**—પ્રણવનું આલંબન શ્રેષ્ઠછે, એનુંજ—ૐકારનું આલંબન પરમ છે. એ ૐરૂપ આલંબનને જાણીને બ્રહ્મલોકમાં પૂજાય છે.



અવતરણિકા—પરમાત્માનો પ્રેમ વધતાં સંસાર તરફ વૈરાગ્ય ભાવના વૃદ્ધિ પામે છે તેજ ભાવ કહે છે–

મણકો ૭૧.

( રાગ. ઉપરનો )

દિલ લાગ્યું મારૂં શ્રીૐકારમાં રે–ટેક,
આ ગંધાતી કાયાને શું કરૂં રે, જેમાં રૂધિર અસ્થિને ચામ. દિલ. ૧
મને માયાનો મોહ નથી લાગતોરે, તેનું ગમતું નથી કશુ કામ. દિ. ૨
રાત દિન રટું છું હું એહનેરે, એમાં ચોટયાં છે મારાં પ્રાણ. દિલ ૩
સહુ આકાર અત્રે ૐ કારનારે; તેને ભેટું ધરીને ભાવ. દિલ. ૪
મોંઘુ મોતી પ્રણવરૂપ પામતાંરે, મારા શોભી ઉઠયા છે શૃંગાર. દિલ. ૫
એક સત્ય મુકુન્દ ૐકાર છેરે, મારૂં પરમ પ્રેમ આગાર. દિલ. ૬

પ્રમાણ—

ॐकार बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमोनमः ॥

ભાવાર્થ—યોગિયો હમેશાં બિન્દુ સાથે ૐકારનું ધ્યાન કરે છે તેૐકાર કામ અને મોક્ષનો આપનાર છે. માટે એવા ૐકારસ્વરૂપ બ્રહ્મને વારંવાર નમસ્કાર છે

---

અવતરણિકા—બ્રહ્મવિદ્યા અથવા જ્ઞાન પ્રથમ શાસ્ત્રદ્વારા પરોક્ષ પ્રાપ્ત થાય છે. જેમ જમીન વિના બીજ વધતું નથી તેમ આધાર વિના જ્ઞાન પણ વધતું નથી. તેનો આધાર સત્ય છે. માટે–

મણકો. ૭૨.

( રાગ. આશાગોડી. )

સત્ય વિના નવ રીઝે, છબીલો સત્ય વિના. ટેક.
જાણે છે તે અંતર્યામી, બહાર ન બીજું કીજે. છબીલો ૧

ફંદ કરે પણ કાંઈ નવ ફાવે, સમજે ખરી લગની જે. છબીલો ૨
એવું કદિએ શ્રવણ ન સુણ્યું, વરસે ને વસુધા ન ભીંજે. છબીલો ૩
સોમણ સીંચે ગંગનું વારિ, ઉગે ન ભુંજ્યું બી જે. છબીલો ૪
વિરહ તણી છે વેદના જૂદી, અન્ય તે જોઈ ન છીજે. છબીલો ૫
પ્રેમ પ્રભુના પદમાં જેને, વળગે નહિ તે બીજે. છબીલો ૬
માટે મન મમતા મૂકીને, શ્યામ શરણ એક લીજે. છબીલો ૭
મુકુન્દ પ્રભુને નિરખી નયને, પૂર્ણ પ્રેમામૃત પીજે. છબીલો ૮

પ્રમાણ—

> लज्जागुणौघजननीं जननीमिव स्वा-
> मत्यन्तशुद्धहृदयामनुवर्तमानाम् ।
> तेजस्विनः सुखमसूनपि संत्यजन्ति
> सत्यव्रतव्यसनिनो न पुनः प्रतिज्ञाम् ॥

**ભાવાર્થ**—સત્યવાદી તેજસ્વી પુરૂષો પોતાનાં પ્રાણોનો આનંદથી ત્યાગ કરે છે. પણ લજ્જા વગેરે ગુણ સમુદાયને ઉત્પન્ન કરનારી અને અત્યન્ત શુદ્ધ હૃદયમાં રહેનારી, માતા જેવી પોતાની પ્રતિજ્ઞાને તજતા નથી.

---

અવતરણિકા—મન એ માયાનું જ કાર્ય છે. તેથી તેને માયાનો સંગજ રૂચે છે; અનેક રીતે સમજાવીને પાછું વાળ્યા છતાં જ જેમ ઉંટ મરવા પડે તોપણ મારવાડ તરફ જુએ, તેમ મન પણ વળી વળીને માયામાં જ દોડે છે. તેવા મનને ઉપાલંભ આપવા—

મણકો ૭૩
( રાગ. ઉપરનો )

કેમ હજી પણ ડોલે મનવા, કેમ હજી પણ ડોલે. ટેક.
સ્વરૂપ સુધાને છેટે દાટી, ખાણ વિષયની ખોલે. મનવા. ૧

મનન મૂકી તું પ્રણવ પ્રભુનું, વાત વૃથા શું બોલે. મનવા. ૨
દુઃખ બહુ દીઠું દુનિયામાંહે, તોય ચડે ગપગોળે. મનવા. ૩
પ્રભુનું કથામૃત પાનતજીને, કુથલી હળાહળ ઘોળે. મનવા. ૪
વાત વિરાગની વીર વિસારી. ચડિયો આશાઝોલે. મનવા. ૫
નટખટ નાખી દઇને તારી, પેસ હવે પ્રેમ પોળે. મનવા. ૬
માયા ઝાકળ જૂઠાં મોતી, ફોકટ ધાસ શું ફોળે. મનવા. ૭
એક મુકુન્દમાં અભેદ નિહાળે, પૂરણસુખ તું તો લે. મનવા. ૮

**પ્રમાણ—**

पातालमाविशसि यासि नभो विलंघ्य
दिङ्मण्डलं भ्रमसि मानस चापलेन ।
भ्रान्त्वापि जातु विमलं कथमात्मनीनं
तद्ब्रह्म न स्मरसि निर्वृतिमेषि येन ॥

**ભાવાર્થ**—હેમન! તું ચંચળતાથી પાતાલમાં પ્રવેશ કરે છે. આકાશને ઉલ્લંઘી જાય છે. અને દિશાઓના મંડળમાં ભમે છે. એવી રીતે ભમીને પણ નિર્મળ અને પોતાનું ક-લ્યાણ કરનારા એવા તે બ્રહ્મનુ સ્મરણ કરતું નથી કેજે સ્મ-રણ કરવાથી તું શાન્તિને પ્રાપ્ત થઇશ.

---

અવતરણિકા--હરિ માર્ગમાં ગતિ કરનારને અનેક પ્રકારનાં વિઘ્નો આવે છે તેની સામે દ્રઢ રહેવું એજ લડાઇ છે. તેમાં વિજય પ્રાપ્તિ એજ પ્રભુ પ્રાપ્તિ છે. માટે લડવાની રીત સસાધન કહે છે—

મણકો ૭૪.

(રાગ ઉપરનો.)

મોહનને જઇ મળીએ મનવા મોહનને જઇ મળીએ ટેક.
શૂરા થઇને રણમાં જાતા, વીર ન પાછા વળીએ. મનવા. ૧

વિવેક અસિને કરમાં ધારી, દુષ્મન દળને દળીએ. મનવા. ૨
માયા ગઢના મૂળ ઊખાડી, કેશરિયાં કરી પળીએ. મનવા. ૩
ચોદિશમાં આવી ઘેરે, ટાળે પણ ના ટળીએ. મનવા. ૪
સાચા મનથી યુદ્ધ કરીને, જાજા જશને રળીએ. મનવા. ૫
એક રીત છે શૂર સતીની, રણ પાવકમાં બળીએ. મનવા. ૬
વિજય કરીને વ્હાલ ધરીને, ભૂધરમાં જઇ ભળીએ. મનવા. ૭
હિમ ગળે જેમ વારિની માંહે, તેમ મુકુન્દમાં ગળીએ. મનવા. ૮

પ્રમાણ—

**तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥**

**ભાવાર્થ**—તેથી (જો પરમાત્માને મળવું હોય તો) પ્રથમ ઇન્દ્રિયો અને મનને નિયમમાં રાખીને હે અર્જુન! એ જ્ઞાન વિજ્ઞાન નાશ કરનાર પાપી કામાદિનો તું નાશ કર.

---

**અવતરણિકા**—જીવ વાસનાને વશ થઇ પોતાની શક્તિનો વિચાર્ય કર્યા વિના અનેક પ્રકારની કલ્પનાઓ કરી તેમાં આસક્ત થઇ તેને પ્રાપ્ત કરવા તરફડીઆં મારે છે. પણ ફાવતો નથી. ત્યારે છેવટ દુઃખી થાય છે એવું દુઃખ માનવું એ અજ્ઞાન છે તેથી—

## મણકો—૭૫.

(રાગ ઉપરનો)

તારૂં ધાર્યું ન થાશે જીવડા તારૂં ધાર્યું ન થાશે. ટેક.
મનસુબાના મ્હેલ વૃથા તું, શીદ ચણે આકાશે. જીવડા ૧
આશાથી કરે કેમ ઉતાવળ, વખતે વહાણું વાશે. જીવડા ૨
જગ જૂઠી વાદળની છાયા, જોતામાં ઝટ જાશે. જીવડા ૩

દશ્ય દિસે ઝાકળ જળ મોતી, અડતામાં વિખરાશે. જીવડા ૪
કાયા પાણીનો પરપોટો, વાયુથી તે વિલાશે. જીવડા. ૫
માયા માંહે મૂઠ્ઠી ભરતાં, ખોલે ખાલી જણાશે. જીવડા. ૬
દોરી તારી હાથ હરિને, નચવે તેમ નચાશે. જીવડા. ૭
માટે વસતું મુકુન્દ શરણમાં તેનું ધાર્યું થાશે. જીવડા. ૮

**પ્રમાણ—**

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥**

**ભાવાર્થ**—યંત્રારૂઢ પૂતળાંની પેઠે માયાવડે સર્વ ભૂતોને ભમાવતા ઇશ્વર હે અર્જુન સર્વભૂતોના હૃદયમાં રહેલા છે.

---

અવતરણિકા—વેદાન્ત દષ્ટિથી આ સંસાર કેવળ ભ્રાન્તિ છે. તેથી તેના અધિષ્ઠાનને સમજ્યા વિના જીવ અનેક પ્રકારની ચિન્તા કર્યા કરે છે; પરંતુ વિચાર કરતાં એ ચિન્તા નકામી છે. આ નાટક જોવું એ આપણું કામ છે. તેમાં અમુક પ્રકારનો વેશ આવે એમ ઇચ્છવું એ યોગ્ય નથી માટે દરેક પ્રસંગમાં ધીરજ રાખી ચિન્તા ત્યજવા કહે છે.

## મણકો—૭૬.

### ( રાગ ઉપરનો )

કરવું હશે તે કરશે, શ્રીહરિને કરવું હશે તે કરશે. ટેક.
પાત્ર પ્રમાણે પ્રભુજી વિચારી, લાયક વસ્તુ ધરશે. શ્રીહરિ. ૧
શીદ કરે છે ચિત્ત તું ચિન્તા, વ્હાલો કદિ ન વિસરશે. શ્રીહરિ. ૨
દાસનું યોગને ક્ષેમ વહે છે, (તે) વચન વૃથા નવ ઠરશે. શ્રીહરિ. ૩

સત્ય નિયમ વિશ્વંભર કેરો, ફોકટ તે નવ ફરશે. શ્રીહરિ. ૪
પૂરશે બુદ્ધિ તેલ તે જેવું, તેવા દીપક બળશે. શ્રીહરિ. ૫
અન્યથા ઇચ્છા એની ન થાશે, વખતે છાયા વળશે. શ્રીહરિ. ૬
રાયને રંક ગરીબને રાજા, પૂર્ણું અધુરૂં ભરશે. શ્રીહરિ. ૭
માટે મુકુન્દને ભાવે ભજી લે, મ્હેર કરીને મળશે. શ્રીહરિ. ૮

પ્રમાણ—

**यद्भावि न तद्भावि भाविचेन्न तदन्यथा ।**
**इति चिन्ताविषघ्नोऽयमगदः किन्नपीयते ॥**

**ભાવાર્થ**—જે થવાનુ નથી તે નહિજ બને. અને જે થવાનુ છે તેમાં ફેરફાર થવાનો નથી એ પ્રમાણે (મનમાં નિશ્ચય દૃઢ રાખવા રૂપ) ચિન્તા રૂપ વિષનો નાશ કરનાર આ ઓષડ કેમ પીવાતુ નથી ? સુખેચ્છુએ તો પીવું જ જોઇએ.

---

**અવતરણિકા**—માનવના મનમાં સંસાર વાસનાના દૃઢ સંસ્કારો પડેલા છે સંસારના નાશવાન્ પદાર્થોથી અનેક વખત દુઃખનો અનુભવ કર્યા છતાં તૃષ્ણાયુક્ત મન વારંવાર તે દિશામાં દોડે છે. તેને તેમાંથી પાછું હઠાવવા માટે—

## મણકો—૭૭

( રાગ ગજલને મળતો )

વિસારી વાત સહુ બીજી. પ્રભુપદમાં રહે રીઝી;
જૂઠી છે મોહની માયા, ખરે જાશે ખરી કાયા. ૧

જશે અંતે ખુલે હાથે, કશુ ના આવશે સાથે;
મરે શું દિલ ત્યાં દોડી, સુખાબ્ધિ સ્થાનને છોડી. ૨

હવે જો તું જરા જાગી, અવિદ્યા ઉંઘને ત્યાગી;
સ્વપ્નના ભોગમાં રાચે, થઈ નટ આમ કાં નાચે. ૩
નહિ તૃપ્તિ કદિ થાશે, નકામો જન્મ આ જાશે;
પડે યમદૂતના મારો, ન આવે વિશ્વનો આરો. ૪
નરકનું દુઃખ શીર સ્હેવું, ઉદરમાં ઉલટું રહેવું:
સહુનુ મૂળ છે આશા, પડે તેથી ઉંધા પાસા. ૫
જીતી બાજી જશે હારી, ઈચ્છા સહુ નાખશે મારી;
ભૂલ્યો જો ભાઈ આવારે, પછી નહિ હાથ એ તારે. ૬
કરી વિચાર લે હાવા, સહુ આ કષ્ટ વિલાવા;
દિસે જે દશ્ય મૃગવારિ, તૃષા ન છીપશે તારી. ૭
તે માટે તે સહુ મૂકી, મુકુંદન્ને શર્ણું રહે ઝૂકી;
થશે સુખને વળી શાન્તિ, ટળી દુઃખ દ્વૈતને ભ્રાન્તિ. ૮

પ્રમાણુ—

**अज्ञानपंकपरिमग्नमपेतसारं**
**दुःखालयं मरणजन्मजरावसक्तं**
**संसारबन्धनमनित्यमवेक्ष्य धन्या**
**ज्ञानासिना तदवशीर्य विनिश्चयन्ति**

**ભાવાર્થ**—અજ્ઞાનરૂપ કાદવમાં ડૂબેલ, સારવગરનુ. દુઃખનુ ઘર, મરણુ જન્મ અને ઘડપણુથી લેપાએલું જે સંસારનુ બંધન છે તેને અનિત્ય જાણી જ્ઞાનરૂપી તરવાર વડે છેદીને જે પુરૂષો સત્યનોજ નિશ્ચય કરે છે તેને ધન્ય છે.

---

અવતરણિકા—સંસારમાં સુખ મેળવવા અનેક ઉપાયો કર્યાં છતાં પરિણામે સર્વત્ર દુઃખ સમજાતાં, જાગ્રત થએલા જીવાત્માના ઉદ્દગારો—

## મણકો—૭૮.

### ( રાગ. શિખરિણી. )

બહુ દુઃખો દેખી તપિતભવમાં ખૂબ ભટકયો,
પશુને પંખીની દુઃખદ કુખમાં આપ અટકયો;
ખરે ગોથાં ખાતાં અતિશય થયું કષ્ટ કડવું,
હવે છોડી આશા પ્રણવ પ્રભુને પાય પડવું. ૧
કરી મોટી મોજે મનહર વસી મંદિર વિષે,
તથાપિ શાન્તિમાં ક્ષણભર વસ્યો ના દિન નિશે;
અરેરે ભાસ્યું છે વિષયરસનું સુખ અડવું,
હવે છોડી આશા પ્રણવ પ્રભુને પાય પડવું. ૨
વિદેશો મેં વેઠયા ગડબડ કરી દામ રળવા,
ઉપાયો કીધા છે મહિપતિ તણું માન મળવા;
રહ્યું તોએ માથે મરણ શરણે ખાસ ખડવું,
હવે છોડી આશા પ્રણવ પ્રભુને પાય પડવું. ૩
સહુ જોયું ન્યાળી જગત રમતું નાટક નવું,
ધરી તેમાં પ્રીતિ તુરત નરકે થાય વસવું;
હઠી માટે ત્યાંથી શમ સદન સોપાન ચડવું,
હવે છોડી આશા પ્રણવ પ્રભુને પાય પડવું. ૪
સુણ્યાં ગાનો તાનો યશ અપયશો એમ સરવે,
બની છેલો ઘેલો મદ થકી ફર્યો પૂર્ણ ગરવે;
મટયું ના તો એ આ જનમજઠરે નિત્ય ભડવું,
હવે છોડી આશા પ્રણવ પ્રભુને પાય પડવું. ૫
ઘણા સ્વાદો ચાખી રસિક રસ તેતો અનુભવ્યો,
અતિ ઊના તાજા શુભ જમણનો લાલચુ થયો;
કદાપિ તૃપ્તિ ના નવિન દુઃખમાં થાય ગડવું,
હવે છોડી આશા પ્રણવ પ્રભુને પાય પડવું. ૬

સુગંધીને માટે સરસ સુમનો પાસ ધરતો,
રૂડા બાગે રાગે ગમન કરીને નિત્ય ફરતો;
રહ્યું તોએ મારે અહરનિશ આ કષ્ટ રડવું,
હવે છોડી આશા પ્રણવ પ્રભુને પાય પડવું. ૭

ઠર્યું નક્કી એવું સકળ દુઃખનું મૂળ તૃષણા.
તૃષા તો ના છીપે મૃગજળ થકી થાય ઉષણા;
થવા તેની શાન્તિ મુકુન્દ શરણે દિલ દડવું,
હવે છોડી આશા પ્રણવ પ્રભુને પાય પડવું. ૮

પ્રમાણ—

**उत्खातं निधिशंकया क्षितितलं ध्माता गिरेर्धातवो**
**निस्तीर्णः सरितां पतिर्नृपतयो यत्नेन संतोषिताः।**
**मंत्राराधनतत्परेणमनसा नीताःस्मशाने निशाः**
**प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुंच माम्॥**

**ભાવાર્થ—પૈસાની તૃષ્ણાથી પૃથ્વીને ખોદી, પર્વતની ધાતુઓને ગાળી, નદીઓના પતિ સમુદ્રને ખેડયો, મહામહાશ્રમે રાજાઓને સંતોષ્યા, અને મંત્રોને સાધવા માટે સ્મશાનમાં રાત્રિઓ કહાડી, તોપણ ફૂટી બદામે મળી નહી. માટે હે તૃષ્ણા હવે તો તુ મને છોડ.**

---

અવતરણિકા—સંસારના વ્યવહારમાં ગમે તેવા પ્રકારની નિપુણતા પ્રાપ્ત કરી હોય પરંતુ માનવ જન્મની સફલતા તો પરમાત્મ સ્વરૂપ સમજી જીવાત્માને જન્મ મરણથી મુક્ત કરવામાં છે. તેમ ન બની શકે તો જીવન નિરર્થક છે માટે—

## મણકો—૭૯.

### ( હરિગીત છંદ. )

કાબેલ બુદ્ધિને કરી, બહુ કાર્ય માંહે કેળવી,
વિદેશનો વ્યાપાર ખેડી, સંપત્તિ અતિ મેળવી;
બહુ આબરૂ આ લોકમાં, લાખો પતિની શાખ છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૧

કામી થઈ ને કામિનીની, સંગ કેલી કામની,
કરતાં ચતુર થૈ કારમી, આખી વિતાવી યામિની;
તોએ નહિ તૃપ્તિ થઇ, ઉરે હજુ અભિલાષ છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૨

હાકેમ પદવી મેળવી, ઊંચો બહુ અધિકાર છે,
હજાર જે હય હાથીઓ, રથ પાલખી શ્રીકાર છે;
લાખો રહે જન કંપતા બળવાન્ એવી હાક છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૩

મકાન મોટાં બાંધીઆં છે મોજ રૂડી માણવા,
નોવેલ નિત્યે વાંચતા ખૂબ વિષય વાતો જાણવા;
મીષ્ટાન્ન પાનની સંગ, બીજાં સ્વાદુ સુંદર શાક છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૪

શૃંગાર ધારી અંગમાં, નવ રંગમાં શોભાવતા,
હાવને વળી ભાવ કરી પરભામિની લોભાવતા;
મન મસ્ત થઇને સમજતા ચતુરાઇ મુજ અથાક છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૫

પાન બીડી ચા તમાકુના, ખરા વ્યસનથી થયા,
ક્ષમા ખડગને પરહરી દાટી દીધી દિલમાં દયા;
જુવાની જોમે જાણતા જન મુજ તુલ્ય મનાક છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૬

ખૂબ યોગને આરાધતા સુઆસનો દૃઢ વાળીને,
ચિત્તનો નિરોધ કરતા, નિત્ય ભ્રૂમાં ભાળીને;
સત્ય બોલી ચાલતા, શાન્તિ ક્ષમા દિલ પાક છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૭

કરી પાઠ પૂજા પ્રેમથી, ગૌ કનકનાં દાનો કર્યા,
કૂવા સરોવર વાવ બાંધી, તૃષાના તાપો હર્યા;
તરૂઓ વવાવ્યાં વાટમાં, વિશાળ જેની શાખ છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૮

કષ્ટ દીધું કાયને નિત્ય, નિયમ વ્રતને આદરી,
કેદાર, કાશી, ને ગયા, તીર્થો મહીં આવ્યા ફરી;
માળા મનોહર ફેરવી, સુખ સ્વર્ગ લેવા તાક છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૯

વેદ કેરો ભેદ જાણી, શાસ્ત્ર સહુ ચિત્તમાં ધર્યા,
અનુષ્ઠાનો આદરીને, યજ્ઞ વિધવિધના કર્યા;
શુભ ન્યાય નીતિ ધારતા, હૈયે ધરમની ધાક છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૧૦

છોડી અમીરી લૈફકીરી, જંગલે જઇને વસ્યા,
સંસર્ગ ત્યાગી સર્વનો, એકાન્તમાં આઘે ધસ્યા;
થઇ ચિદંબર કે દિગંબર, અંગ આખે ખાખ છે,
જાણ્યા નહિ જગદીશને તો જીંદગી આ રાખ છે. ૧૧

જન્મ મરણનું જોર જઇને, પરમ પદ સુખ પામવા,
અખંડ આનંદમાં અહો નિશ, વિરલતાથી જામવા;
સ્વસ્વરૂપને પીછાનતાં, શ્રીમુકુન્દ મીઠી દ્રાખ છે,
જાણ્યા પછી જગદીશને, આ જગત સર્વે રાખ છે. ૧૨

પ્રમાણ—

न ध्यातं पदमीश्वरस्य विधिवत्संसारविच्छित्तये
स्वर्गद्वारकपाटपाटनपटुर्धर्मोऽपि नोपार्जितः ।
नारीपीनपयोधरोरुयुगलं स्वप्नेऽपि नालिंगितं
मातुः केवलमेव यौवनवनच्छेदे कुठारा वयम् ॥

**ભાવાર્થ**—આ સંસારમાંથી છુટવાને માટે વિધિ પ્રમાણે ઇશ્વરના પદનું ધ્યાન ધર્યું નહિ. તેમ સ્વર્ગદ્વાર ઉઘાડવાને સમર્થ એવો ધર્મ પણ ઉપાર્જિત કર્યો નહિ, તથા નારીનાં પીન પયોધર અને ઉરૂયુગલને પણ સ્વપ્ને આલિંગવા પામ્યા નહિ, તેથી અરેરે આપણે તો કેવળ માતાના યૌવન વનને છેદનાર કુહાડા રૂપજ નીવડયા.

---

અવતરણિકા—જીવાત્મા સંસારના પદાર્થોમાં સુખ માનીને દોડે છે. પણ વિચાર કરતાં જગતની વસ્તુઓ સુખદાતા થતી નથી. માટે તેની આશા છોડવા.

### મણકો ૮૦.

### ( રાગ. કાફી ધીરાની )

ભવમાં મન ભટકેરે, પ્રભુ તુને ના મળશે,
અંતરમાં અટકેરે, વેળા તારી વળશે—ભવમાં—ટેક.

સાખી—શાક પાનનાં નામ ગણ્યાથી નહિ રસોઇ રંધાય,
કાષ્ટ ને અગ્નિ અળગાં પડયાં ત્યાં કાર્ય સિદ્ધિ નવ થાય;
ભોજનને ભણતાં રે ભૂખ દુઃખ ના ટળશે. ભવમાં. ૧

પ્રાણીમાં પ્રતિબિંબ પેખીને, બાળક નાખે બાથ,
બાહેર મુઠ્ઠી કહાડી જુએ તો, ખાલી દિસે છે હાથ;
છે એવી જગની રચનારે, ગર્વ તારો ત્યાં ગળશે. ભવમાં. ૨

મુકુરમાં મુખ જોઈ પોતાનું, અંદર દીઠો અંક,
ડાગ પડયો દર્પણમાં એવી, ઉરમાં ધારી શંક;
બાપને બંબેરેરે, તેથી તે ના ચળશે. ભવમાં. ૩

સૂર્ય પ્રભાથી છીપ ચમકતાં, રજત જાણીને ધાય,
હાથમાં લેતા હર્ષ હૈયાનો, વેગે જાય વિલાય;
પરિશ્રમ પાણીમાંરે, બહુ પછી દિલ બળશે. ભવમાં. ૪

વંધ્યા સ્વપ્નમાં લાડ લડાવે, જન્મ્યો જાણી બાળ,
ખોળો તો પણ ખાલી પડેલો, જાગી જુએ જે કાળ;
જ્ઞાની એમ ગણતારે, કાળ ગતિ નવ ખળશે. ભવમાં. ૫

લાંબે કાળે પણ પહોંચે સ્વદેશે, કીડી સમ સીધો જાય,
ધાણીનો બેલ મરે દોડી પણ, એક ન કોષ કપાય;
એમ આશામાં અટવાતાંરે, ફેરો કદિ નવ ફળશે. ભવમાં. ૬

અગ્નિ લખીને આગળ મૂકે, તેથી ન જાએ શીત,
ઉલેચે અંધારૂં ન ખૂટે, જોને વિચારીને ચિત્ત;
આટો નહિ પામેરે, બહુ રેતીને દળશે. ભવમાં. ૭

કાષ્ટનું ખાંડું તે કેળ ન કાપે, તો કેમ નિવારે ચોર;
કાયરને હથીઆર બંધાવે, જાજું ન મારે જોર;
એમ વડાં વાતોનાંરે, કેમ કરી તું તળશે. ભવમાં. ૮

ઓષના વારિથી તૃષા ન છીપે, ઝાકળ મોતી નાવે કામ,
ગગન પુષ્પ ન આપે સુગંધી, તેવું આ દશ્ય તમામ;
તેમાં પ્રેમે જાતાં રે, માયા તુજને છળશે, ભવમાં. ૯

માટે કલ્પના કોરે મૂકી, ધાર પ્રભુનું ધ્યાન;
અહર્નિશ ૐકાર રટીને, બન તેમાં ગુલતાન;
શ્રીમુકુન્દ પ્રભુને મળતાંરે, સુખ નીધિમાં ઢળશે. ભવ. ૧૦

પ્રમાણ—

अरे चेतश्चित्रं भ्रमसि यदपास्य प्रियतमं
मुकुन्दं पार्श्वस्थं पितरमपि मान्यं सुमनसाम् ।
बहिः शब्दाद्यर्थे प्रकृतिचपले क्लेशबहुले
न ते संसारेऽस्मिन्भवति सुखदाद्यापि विरतिः ॥

ભાવાર્થ—હે મન ? તારા હૃદયકમળમાં બિરાજમાન્ થએલા. દેવોમાં પણ માન્ય, સર્વ જગતના પ્રિયતમ પિતા એવા શ્રી મુકુન્દનો ત્યાગ કરી, તું આસંસારમાં સ્વભાવથીજ ચપળ. પુષ્કળ ક્લેશ વાળા શબ્દ, સ્પર્શ આદિ વિષયોમાં ભટકયા કરે છે. અને સંસારમા ભટકયા છતાં હજુસુધી પણ તને સુખદાયક વિરતિ ઉપર પ્રીતિ થતી નથી. અર્થાત્ હવે શાન્તથા.

---

અવતરણિકા—કર્મના અનાદિ પ્રવાહમાં અથડાતા જીવનો સ્વભાવસિદ્ધ સંસારમાં રાગ છે. તેને કાઢી નાખનાર વિરાગની જરૂર છે. તે વૈરાગ્યની દૃઢતા માટે—

## મણકો ૮૧

(રાગ શો કુદરત ખેલ કરે છે)

મન મસ્ત ફકીરી ધારી
દિલગીરી તજને તારી. મન. ટેક.

નિર્ભય બાળ માતને અંકે, તેમ પ્રભુમાં રહે નિશંકે;
આ દ્વિધા વાત વિસારી. મન. ૧
શત્રુ મિત્રોને સમ ધારી, રાય રંકને એક વિચારી;
લે કરૂણા ઉર સ્વીકારી. મન. ૨

સર્વે ચિંતાઓને ત્યાગી, સ્વરૂપ લક્ષે થઈ અનુરાગી;
દે સંકલ્પો સંહારી. મન. ૩
પ્રેમ પયોદધિ પાન કરીને, અખંડ આનંદરૂપ ધરીને;
ॐ **तत्सत्** શબ્દ ઉચ્ચારી. મન. ૪
સર્વત્ર હરિ એક નિહાળી, જગદષ્ટિને ચિત્તથી ટાળી;
કર વૃત્તિઓને રસવાળી. મન. ૫
કીટ ભ્રમરનું ચિંતન જેવું, મનન કરી લે તું પણ તેવું;
જેમ હિમ બને છે વારિ. મન. ૬
ભાન અન્ય સર્વેનું ભૂલી, અભેદમાં તું જાને ડૂલી;
તો પાસ મોક્ષની બારી. મન. ૭
હૃન્મંદિરને દ્વારે જઈને, સ્વયં મુકુન્દ શ્રીબ્રહ્મ થઈને
ઠરતાં ન શકે કો ખાળી. મન. ૮

પ્રમાણ—

**अहिरिवजनयोगं सर्वदा वर्जयेद्यः**
**कुणपमिव सुनारीं त्यक्तुकामो विरागी**
**विषमिव विषयान्यो मन्यमानो दुरंता-**
**ज्जयति परमहंसो मुक्तिभावं समेति ॥**

ભાવાર્થ—જે વિરાગી મનુષ્યોના મેળાપને સર્પના સંયોગ જેવો જાણીને સદા ત્યાગે છે. તેમજ સુંદરનારીને પણ મડદા જેવી સમજી ત્યજવાની ઇચ્છા રાખે છે. અને પરિણામે દુષ્ટ હોવાથી જે વિષયોને વિષ જેવા જાણે છે તે પરમહંસ જય પામે છે. અને પરિણામે મુક્ત થાય છે.

---

અવતરણિકા—અનુભવી પુરૂષો આ સંસારને ઇન્દ્રજાલ કહે છે. ને બુદ્ધિમાનને સમજાય છે પણ તેવુંજ. માટે સંસાર સ્વરૂપ સમજવા યત્ન કરવો તેના કરતાં તેના કર્તાનેજ ખોળવા પ્રયત્ન કરવો એમાંજ મનુષ્ય જન્મની સાર્થકતા છે. તેથી—

## મણકો ૮૨

### ( રાગ ઉપરનો )

કર્તાની કુદરત ન્યારી
જગ જીવ શકે ન વિચારી. કર્તા. ટેક.

ભવ આ ક્યાંથી કેમ થયો છે, શાને આધારે એ રહ્યો છે;
કથતાં પંડિત ગયા હારી. કર્તા. ૧

કેમ ગર્ભ ઉદરમાં જામે, કેવી રીતે પોષણ પામે;
તે કોઇ કહે ન ઉચ્ચારી. કર્તાની. ૨

વૃક્ષોમાં ફળ કેમ થાય છે, પરિપકવ થઇ ખરી જાય છે;
ત્યાં બેહેર બુદ્ધિ ગઇ મારી. કર્તાની. ૩

પશુ પેટમાં ચાર પચાવે, મીષ્ટ દૂધ ત્યાં ક્યાંથી આવે;
તે નાખે માન ઉતારી. કર્તાની. ૪

મીંડાવાળાં ઈંડાં શેવે, તેમાં બચ્ચું કીધું દેવે;
તે કોઈ શક્યું નહિ ધારી. કર્તાની. ૫

મંડુક પંક વિષે જન્મે છે, પાણીમાં પૂંછડાથી તરે છે;
પગ ચાર દે પૂંછ નિવારી. કર્તાની. ૬

ગજ મસ્તકમાં મોતી થાએ, પત્થરમાં હીરો દેખાએ;
એ અદ્ભુત કળા વિસ્તારી. કર્તાની. ૭

નેતિ નેતિ કહી નિગમો થાકે, ત્યાં જન કેમ કરીને ભાખે;
શ્રી મુકુન્દની બલિહારી. કર્તાની. ૮

પ્રમાણ—

> एतस्मात्किमिवेन्द्रजालमपरं यद्गर्भवासस्थितं
> रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरम्।
> पर्यायेण शिशुत्वयौवनजरावेषैरेनेकैर्वृतं
> पश्यत्यति शृणोति जिघ्रति तथा गच्छत्यथागच्छति॥

ભાવાર્થ—ગર્ભવાસમાં સ્થિત રહેલું જે વિર્ય (પાણીનું બિંદુ) ચેતન થાય છે. જેમાંથી હાથ, પગ, માથું વગેરે અંકુરો ઉપજે છે. અને અનુક્રમે બાલ્ય. યૌવન તથા જરા અસ્વસ્થારૂપી વિવિધ વેષને ધારણ કરી; દેખે છે, ખાયછે, સાંભળે છે, સુંઘે છે. જાય છે, અને આવે છે. આથી અન્ય ઇન્દ્રજાલ શું હોય !

---

અવતરણિકા—જીવાત્મા પોતાની બુદ્ધિથી સંસારની પાર જવા ઇચ્છે તો એ બનવું અશક્ય છે. પરંતુ જો પરમાત્માની કૃપા થાય તો તેને ભવાબ્ધિથી પાર જવામાં અડચણ આવતી નથી. માટે બુદ્ધિને પ્રભુશરણમાં રહી ધૈર્ય ધરવા—

## મણકો ૮૩

### (રાગ માઢ)

શ્રી ગિરિવરધારી, સાહ્ય છે તારી, તો બુદ્ધિનારી શાને વૃથા અથડાય;
માયાળુ મુરારી, પ્રેમે પોકારી, ધ્યાન રહે ધારી, લાજ તારી નવ જાય.ટેક.
સાખી—કામ કૌરવની સભા મધ્યે, ધારણ કરને ધીર;
વેગે વ્હાલો પૂરશે તારાં, શુભ વૃત્તિનાં ચીર.
દયા નિધિ દેવા, કરી લે સેવા, તું સુખ લેવા, કાયર શીદને થાય. શ્રી. ૧

દશ હજાર છે હાથીઓ કેરૂં, દુર્યોધનમાં જોર;
કામ બિચારો શું કરે જ્યાં, સહાય નંદકિશોર.
અંતે રહેશે હારી, તે ઝખમારી, મુખ પસારી, ઢીલી કરી નિજ બાંય. શ્રી.૨
પાંચ પતિની પટરાણી પણ, તે નહિ આવે કામ;
દ્યુત રમતાં હારી ગયા છે, સુંદરી તારા શ્યામ,
તેથી દુ:ખ સ્વીકારી, કાલ વિચારી, ચક્ષુઓ ઢાળી.
બેઠા છે પાંચે ભાઇ. શ્રી. ૩
વિશ્વનો પાલક તેજ વિશ્વંભર, તેનો કર વિશ્વાસ;
એ અલબેલો પૂરી કરશે, તારી સર્વે આશ.
જાને તું દોડી, દ્રિકર જોડી, સર્વને છોડી. તેનાં ચરણની છાય. શ્રી. ૪
તેજ પ્રભુ છે તારા પ્રકાશક, સદાય તારી પાસ;
ધીમે ધીમે જઇને તેની, પાસે કરની વાસ.
તો વિજય તારો, નિશ્ચય થનારો, અન્યન આરો, વેદ રહ્યા છે. ગાય શ્રી. ૫
નિર્ભય પદમાં વસી નિરંતર, ભય સઘળાને વામ,
ભવ કચેરી ભુંસાઇ જાશે, ભેટતાં મુકુન્દ શ્યામ.
તૂટશે ભ્રાન્તિ,.પૂરણશાન્તિ, વધતાં કાન્તિ, ઉર રહેશે ઉભરાઇ. શ્રી ગિરિ. ૬

**પ્રમાણ—**

**नो सोदरो न जनको जननी न जाया**
**नैवात्मजो न च कुलं विपुलं बलं वा ।**
**संदृश्यते न किल कोऽपि सहायको मे**
**तस्मात्त्वमेव शरणं मम शंखपाणे ॥**

**ભાવાર્થ—**ભાઈ, બાપ, મા; સ્ત્રી, પુત્ર, કુલ, કે વિશેષબલ, એ સઘળામાં ખરેખર કોઇ મારૂં સાચું સહાયક દેખાતું નથી. તેથી હે શંખપાણે! તમેજ મારૂં શરણ છો. એમ હું માનું છું.

---

**અવતરણિકા**—સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરવી એમાંજ પરમશ્રેય છે પરંતુ જ્યાં સુધી પોતાતા હૃદયમાં સ્વસ્વરૂપનાં દર્શન કરતો નથી ત્યાં સુધી બ્રહ્મનું સર્વત્ર દર્શન થતું નથી. માટે પ્રથમ હૃદયમાંજ રમણ કરવા—

## મણકો-૮૪

### (રાગ ધન્યાશ્રીને મળતો

રાત દિવસ તું રમી હૃદય રહે રાત દિવસ તું રમી.
સ્વસ્વરૂપાનંદે સમી, હૃદય રહે. ટેક
હાથે કરી હેરાન થાયશું, ભવસાગરમાં ભમી. હૃદય ૧
તારી ચંચળતા ત્યાગીને, ક્ષણું એક જોને ખમી. હૃદય ૨
પ્રેમદૃષ્ટિથી આ પ્રેમાસ્પદ, પળમાં જાશે ગમી. હૃદય ૩
તે પદને નીરખવા દેવો, સદા રહ્યા ટમટમી. હૃદય ૪
બ્રહ્મભુવન ભરપૂર ભર્યું છે, કશી નથી ત્યાં કમી. હૃદય ૫
અભેદમાં અતિરસબસ થાતાં, દ્વૈત જશે આઝમી. હૃદય ૬
સત્ય સુખને જો ચાહે તો, દે ઇન્દ્રિયો દમી. હૃદય ૭
વૈરાગાગ્નિ પ્રકટ કરીલે, વિવેક ધમણે ધમી. હૃદય ૮
અંતર્મુખ ઉઘાડી તારૂ, અદ્‌ભુત પીને અમી. હૃદય ૯
જ્ઞાન વિષે લવલીન થવાને, મુકુન્દ ચરણ જા નમી હૃદય ૧૦

**પ્રમાણ**-

**पराँचि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन्। कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्त्वमिच्छन् ॥**

**ભાવાર્થ**—ઇશ્વરે શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોને વિષય પ્રકાશ કરવાનું સામર્થ્ય આપીને બહિર્મુખ બનાવી, એજ

તેની હિંસા કરી છે. તેથી જનવર્ગ તે વડે બહારજ જુએ છે. અન્તરાત્માને જોઈ શકતો નથી. કોઈકજ ધીર પુરૂષ (વિવેકી) મોક્ષની ઇચ્છા કરતો મન તથા ઇન્દ્રિયોનો નિગ્રહ કરી પ્રત્યગાત્માને જુએ છે–અનુભવે છે.

---

**અવતરણિકા**--મન પ્રમાદથી સંસારના વિષયમાંજ દોડે છે, અને વારંવાર વાસનાને યોગે અથડાયાજ કરે છે. તેથી જે હૃદય પરમાત્માનો સુંદર બાગ છે તેમાં ખરાબી થાય છે. તેથી મન માળીને જાગ્રત કરવા—

## મણુકો ૮૫

(રાગ ઓ મન મારા સો ફેરા સમજાવું)

ઓ મનમાળી, પ્રમાદ છોડી ઝટપટ જોને જાગી;
કર રખવાળી, હૃદય વાટિકા તારી બગડવા લાગી. ટેક.
સુવિવેકના તરૂઓ જેમાં, કુવિચાર ચાર વધી તેમાં;
તેને પોષક જળ તું દેમાં. ઓ મનમાળી. ૧
જો વૃદ્ધિ તેઓની થાશે, કસ ભૂમિનો ચૂસી જાશે;
તારાં પધેલ વૃક્ષો કરમાશે. ઓ મનમાળી. ૨
વળી વિષય વૃત્તિ વાંદર પેઠા, શુભ ગુણ વિટપ ઉપર બેઠા;
ન્હાનાં નૈયાં પાડે હેઠાં. ઓ મનમાળી. ૩
બહુ વૃથા વાતનાં પાન પડયાં, મળી પ્રેમ વારિમાંસઘ સડયાં;
હરિનામાંકુરને તેજ નડયાં. ઓ મનમાળી. ૪
સત્ય જગદૃષ્ટિ છીંડા ઝાંઝાં, વૈરાગ્યવાડની ગઈ માઝા;
ખાય પશુ વિકાર રોપા તાજા. ઓ મનમાળી. ૫
શ્રી મુકુન્દ પ્રભુની મદદ ધારી, સઘળું લે પાછું સુધારી;
વેગ ભક્તિ વારિનો વધારી ઓ મનમાળી. ૬

**પ્રમાણ**--

**लब्ध्वा कथंचिन्नरजन्मदुर्लभं**
**तत्रापि पुंस्त्वं श्रुतिपारदर्शनम् ।**
**यस्त्वात्ममुक्त्यै न यतेत मूढधीः**
**स ह्यात्महा स्वं विनिहत्यसद्ग्रहात् ॥**

**ભાવાર્થ—કોઇ પૂર્વના મહાન્ પુણ્યના પ્રભાવથી દુર્લભ એવો મનુષ્યનો જન્મ અને તેમાં વળી વેદજ્ઞાન પૂર્વક પુરૂષપણું પ્રાપ્ત થયા છતાં જે મૂઢબુદ્ધિ પુરૂષ પોતાના મોક્ષ માટે યત્ન કરતો નથી તે આત્મઘાતી અસત્સંસારને વળગી પોતાનો નાશ કરે છે.**

---

અવતરણિકા—વેદાન્તની દષ્ટિએ સંસાર મિથ્યા છે-કલ્પિત છે તેમાં આસક્તિ થવાથી પરમાત્મ સ્વરૂપ ભૂલાય છે. એ રીતે ભૂલા પડેલા જીવાત્માને ઉપાલંભ--

મણકો ૮૬
( રાગ હરગીત )

મરિચિકાના જળ સમો આ, જગતનો દેખાવ છે,
ભાસી રહી જે સત્યતા તે, ચિત્ત તારો ભાવ છે;
કલ્પિત ભૂતો પાંચની કૂડી, બનેલી કાય છે,
ભૂલી સદા પરબ્રહ્મને જીવ, કેમ ગોથાં ખાય છે. ૧
રજ્જુકેરા વક્ર રૂપને, તિમિરમાં અવલોકતાં,
માની મણિધર મન થકી, સહુ મનુષ્ય પોતે ચોંકતાં;
અકળાય છે અંતર્વિષે, ને કંપ અંગે થાય છે,
ભુલી સદા પરબ્રહ્મને જીવ, કેમ ગોથાં ખાય છે. ૨
લાખો લઈ ધન સંગમાં, જન અન્ય દેશે પરવરે,
તસ્કર ગણી સ્થાણું પછી, તે દૂરથી દેખી ડરે;

તેના વિચાર વૃથા કરી, મમતા થકી ગભરાય છે,
ભૂલી સદા પરબ્રહ્મને જીવ, કેમ ગોથાં ખાય છે. ૩

કાગળ તણી કન્નિણી નીચે, એક ખૂબ ઊંડી ખાય છે,
ત્યાં સત્યમાની તેહને, કરિ કામી થઇને જાય છે,
પાસે જતાં તૂટે બધું, ગજગર્તમાં પછડાય છે.
ભૂલી સદા પરબ્રહ્મને, જીવ કેમ ગોથાં ખાય છે. ૪

કોઇ રંક સ્વપ્નાને વિષે, માહારાજ પદવીને ધરી,
મણિયો તણાં મંદિર મહિં બહુ મોજતો જાતે કરી;
જાગી જુએ તો જૂઠ સર્વે, સહજમા સમજાય છે,
ભૂલી સદા પરબ્રહ્મને જીવ, કેમ ગોથાં ખાય છે; ૫

સુવર્ણ પોતે એક છે, તોપણ કરી જન કલ્પના,
સારા નઠારા ઘાટ ધારી, બહુ કરે છે જલ્પના;
નામ રૂપ તજી જુએ તો, સોનું સહુ પરખાય છે,
ભૂલી સદા પરબ્રહ્મને જીવ, કેમ ગોથાં ખાય છે. ૬

પાંણીતણા પ્રતિબિંબ જેવું, સંસૃતિનું સ્વરૂપ છે,
સત્ય ગણી ન્હાવા જતાં, અતિકષ્ટ કેરો કૂપ છે;
તેને તજીને વિરમતાં, ભય મરણનો ટળી જાય છે,
ભૂલી સદા પરબ્રહ્મને જીવ, કેમ ગોથાં ખાય છે. ૭

માટે ત્યજી તે ભાવના, વૃત્તિ સદા અંતર ધરી,
અહરનિશ ઓં કારમાંતું, શાન્તિથી રહેને ઠરી;
વસતાં સદાએ વાસમાં પ્રેમે મુકુન્દ પમાય છે.
ભૂલી જગતની ભાવના જીવ બ્રહ્મરૂપ થવાય છે. ૮

પ્રમાણ—

**यावद्भ्रान्तिस्तावदेवास्य सत्ता**
**मिथ्या ज्ञानोज्जृम्भितस्य प्रमादात् ।**

रज्ज्वां सर्पो भ्रान्तिकालीन एव
भ्रान्तेर्नाशे नैव सर्पोऽपि तद्वत् ॥

**ભાવાર્થ**—જેમ પ્રમાદ અને અજ્ઞાનથી દોરડીમાં સર્પ ભ્રાન્તિ કાલમાંજ ભાસે છે. ભ્રાન્તિનો નાશ થતાં સર્પ દેખાતો નથી તેમ જ્યાં સુધી ભ્રાન્તિ છે ત્યાં સુધી મિથ્યા જ્ઞાનથી ઉપજેલા આ પ્રપંચની સત્તા (સત્યપણું) ભાસે છે.

---

**અવતરણિકા**—યોગ દર્શનમાં સૂત્ર છે કે **तस्य वाचकः प्रणवः** ॐ એ ઇશ્વરનો વાચક છે- પરમાત્માનું નામ છે. ॐ માં પાંચે દેવનો સમાવેશ થાય છે. માટે ઉપાસકે અથવા જ્ઞાનીએ કોઇપણ દેવની નિંદા ન કરતાં પોતાને જે ઇષ્ટ હોય તે દેવનું વ્યાપકત્વ સમજી તેનુ સ્મરણ કરવું. માટે પ્રણવ સ્વરૂપની સ્તુતિ

મણકો ૮૭
( શાર્દૂલ વિક્રીડિત )

શૈયા શેષ તણી કરી ક્ષીરનિધિ મધ્યે સદા વાસ છે,
લક્ષ્મી પાદ તલાંસતી કરથકી પ્રેમે વસી પાસ છે;
શોભે વારિજ ચક્ર કંબુક ગદા આયુદ્ધ જે ચાર છે,
એવા શ્રી પ્રણુવાંશરૂપ હરિને નિત્યે નમસ્કાર છે. ૧
અર્ધાંગે ગિરિજા અને શિરવિષે દેવાપગારાજતી,
ભાલે બાલ વિધુ ગળે ગરલને શોભા રૂડી છાજતી,
અંગે ભસ્મ ભરી જટાજુટ ધરી નાગેંદ્રના હાર છે.
એવા શ્રી પ્રણુવાંશ રૂપ હરને નિત્યે નમસ્કાર છે. ૨
ચારે મુખ વડે કરે નિગમના નાદોરૂડા સૂરથી,
સૃષ્ટિ આ સઘળી રચે પલકમાં પોતાતણા નૂરથી,
પ્રભાતે સવિતા રૂપે શ્રુતિવદે સંસારનો સાર છે,

એવા શ્રી પ્રણવાંશ રૂપ રવિને નિત્યે નમસ્કાર છે.

સ્વારી વ્યાઘ્રતણી કરી વિચરતાં દક્ષિદયા રેલેવી ૩
દીધો ચંડ અસૂરને ક્ષણિકમાં ભૂમિમહિં ભેળવી,
ભાસે છે અતિ ભવ્ય રૂપરચના આનંદ દેદાર છે,
એવાં શ્રી પ્રણવાંશ શકિત રૂપને નિત્યે નમસ્કાર છે. ૪

વિઘ્નો સર્વ વિદારતા સ્વજનનાં બુદ્ધિ પતિ દેવતા.
સિદ્ધિથી ભરપૂર દાસ જનને કર્તા સદા સેવતાં,
આખૂ ઉપર રાજતા અનૂપએ પોતે ગજાકાર છે,
એવા શ્રી પ્રણવાંશ શિવ સુતને નિત્યે નમસ્કાર છે. ૫

દેવી શિવ હરિ રવિ ગણપતિ પાંચે મળી એક છે,
જાણે છે જન કોઇ આ જગતમાં સંપૂર્ણ વિવેકતે,
બાકી તાણુ કરી બધા જઈ ફસ્યા તિમિરના દ્વારમા
શાન્તિથી સમજી સદા રહુ વસી મુકુન્દ ૐ કારમાં ૬

**પ્રમાણ—**

**अकारो वासुदेवः स्यादुकारस्तु महेश्वरः ।**
**मकारः सूर्थ इत्युक्तः शक्तिर्नादात्मिकामता ॥**
**बिन्दुरूपो गणेशः स्यादोंकारे पंचदेवताः ॥**

**ભાવાર્થ**—અકાર એ વાસુદેવ છે, ઉકાર એ મહાદેવ છે, મકાર એ સૂર્ય-બ્રહ્મા છે, શકિત એ નાદ ( અર્ધમાત્રા ) છે અને બિંદુએ ગણેશ છે એમ પ્રવણમાં પાંચ દેવ છે.

---

**અવતરણિકા**—જીવાત્મા જ્યાં સુધી ભેદ ભાવને ભૂલતો નથી ત્યાં સુધી ભય જતો નથી. ભયમાંથી છૂટવાને સર્વત્ર પરમાત્મ સ્વરૂપનું અવલોકન કરવું જોઇએ. માટે—

## મણકો ૮૮

( રાગ-ગરબી-જાય છે જાય છે )

જાણુને જાણુને જાણુને રે જીવ વ્યાપક બ્રહ્મને જાણુને.
મૂકી વૃથા ખેંચ તાણુને રે. જીવ—ટેક—

લક્ષ ચોરાશીમાં તું અથડાયો; ભોગવી ચારે ખાણુનેરે. જીવ ૧
વારી વિષયથી સોવાર સમજાવ્યો, તોએ માંડે છે મોકાણુનેરે. જીવ ૨
હરિ સ્મરણનું સુધાતજીને, ચુંથે છે નામ રૂપ છાણુનેરે. જીવ ૩
દ્વૈત દૃષ્ટિની તજી દુર્ગંધી, હૃદય કમળની લે ઘ્રાણુનેરે. જીવ ૪
કાળ દાણી શિરપર ઊભો છે, માગે છે પ્રાણ રૂપ દાણુનેરે. જીવ ૫
કોલ કરીને તું કેવો આવ્યો છે, યાદ કર ગર્ભ એંધાણુનેરે. જીવ ૬
ઉલૂક સમ અંધ થઇશું ભમે છે, અવલોક આત્મભાણુનેરે. જીવ ૭
પ્રેમે પોતાનું સ્વરૂપ પીછાની, મોજ મુકુન્દ થી માણુનેરે. જીવ ૮

**પ્રમાણ**—

पाताले चान्तरिक्षे दशदिशिगगने सर्वशैले समुद्रे
भस्मे काष्टे च लोष्टे क्षितिजलपवने स्थावरे जंगमे वा ।
बीजे सर्वौषधीनामसुरसुरपतौ पुष्पपत्रे तृणाग्रे
एको व्यापी शिवोऽयं इतिवदतिहरिर्नास्तिदेवोद्वितीयः

**ભાવાર્થ**—પાતાલમાં, અંતરિક્ષમાં, દશેદિશામાં, આકાશમાં, સર્વ પર્વતોમાં, સમુદ્રમાં, રાખમાં, લાકડામાં, માટીના ઢેફામાં, પૃથ્વીમાં, જળમાં, પવનમાં, સ્થાવર જંગમમાં, સર્વ ઔષધીઓના બીજમાં, અસુર પતિમાં, તથા ઇન્દ્રમાં, પુષ્પમાં, પત્રમાં, તૃણુનીટોચે, એમ સઘળે એકજ શિવ વ્યાપક છે. બીજો કોઇ દેવ નથી. એમ શ્રીહરિ કહે છે.

**અવતરણિકા**—જીવાત્મા જાતે યત્ન કરે છતાં બળવાન્ માયા આગળતે કાંઈ કરી શકતો નથી. માટે સહાય કરવા પ્રભુ પ્રાર્થના—

## મણકો ૮૯
## ( રાગ ઉપરનો )

તારવા તારવા તારવારે પ્રભુ પધારો દાસને તારવા
કાળ ઝાળથી ઉગારવારે—પ્રભુ—ટેક—
ગોપી જનોને સુખ દેવાને, ગોવાળ થયા ગૌ ચારવારે. પ્રભુ ૧
નૃસિંહ રૂપે નાથ થયા છો. પ્રહલાદને ઉદ્ધારવારે. પ્રભુ ૨
પુત્રને નામે પ્રભુજી પધાર્યા, વેદ વચનને પાળવારે. પ્રભુ ૩
સ્નેહે સ્વીકારી વપુ વરાહનું, ધરણીને સ્થિર ધારવારે. પ્રભુ ૪
પાંડવ પાંચાળીની વ્હાર કરી છે, ખાંતે અનીને ખારવારે. પ્રભુ ૫
દીન સુદામાના તાંદુલ ખાધા, દારિદ્ર સર્વે વિદારવારે. પ્રભુ ૬
ગીતામાં ગોવિંદ કરી પ્રતિજ્ઞા, યોગ ક્ષેમ ઉપાડવારે. પ્રભુ ૭
માટે મુકુન્દ પ્રભુ મ્હેર કરીને જીતી બાજીન દેશો હારવારે. પ્રભુ ૮

**પ્રમાણ**—

**अविनयमपनय विष्णो दमय मनःशमय विषयमृगतृष्णाम्**
**भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥**

**ભાવાર્થ**—હે વિષ્ણો અવિનયને દૂર કરો, મનમાં વિષય મૃગતૃષ્ણાછે તેને સમાવો, મનને દમન કરો. સર્વ ભૂતોપર દયાનો વિસ્તાર કરો. અને સંસાર સમુદ્રમાંથી તારો.

---

**અવતરણિકા**—દેહાભિમાન સર્વ પ્રકારના દુઃખનું મૂળ છે. માટે ધીમે ધીમે તેનો પરિત્યાગ કરવાની જરૂર છે. દેહમાં દોષ દૃષ્ટિ કર્યા વિના વૈરાગ્ય ઉપજતો નથી. તેથી વૈરાગ્ય થવા—

## મણકો ૯૦

(રાગ મન માનીલે આજકાલ ઓચિંતુ)

જીવ જાણીલે, આજકાલ ઓચિંતુ ઉડી જાવું;
સર્વે છોડી પાપ પુન્ય સાથે લઇ મારગ થાવું. જીવ ટેક
અભિમાન ધરે શું કાયાનું, એ આવરણુ મોટું માયાનુ;
પાડે છેટું જગ રાયાનું. જીવ ૧
ભલે દેહ હશે ગોરી કાળી, લઇ સ્મશાનમાં દેશે બાળી;
શું મોહ ધરે તેને ન્યાળી. જીવ ૨
કદિ કૃશ રહ્યું કે સ્થૂલ કર્યું, તોય વિષ્ઠામૂત્રને માંસ ભર્યું;
તેનાથી કારજ કોનું સર્યું, જીવ ૩
જૂઠી મમતા હૈયે ધારી, શુદ્ધ સ્વરૂપ મેલ્યું વિસારી;
જન્મીને ઝખ તેં બહુ મારી. જીવ ૪
સુત વિત્ત દારામાં પ્રીત ધરે, તેથી દુઃખ નરકનું કોણુ હરે;
આવે મૃત્યુ કોઇ ન સ્હાય કરે. જીવ ૫
પીંડ પાણીનો છે પરપોટો, ફૂટી જાશે ન્હાનો મ્હોટો;
આ ખેલ દૃશ્યનો છે ખોટો. જીવ ૬
સંસાર મુસાફર ખાનું છે. ત્યાં ચાર દિન રહેવાનું છે;
સહુ જન જાણે ક્યાં છાનું છે. જીવ ૭
તેથી ત્યાગીદે તે દુઃખરાશી, ફરવી ન પડે લખ ચોરાશી;
તુને મળે મુકુન્દશ્રી અવિનાશી. જીવ ૮

પ્રમાણ—

धनानि भूमौ पश्वश्च गोष्ठे
भार्या गृहद्वारि जनः स्मशाने ।
देहश्चितायां परलोकमार्गे
कर्मानुगो गच्छति जीव एकः ॥

**ભાવાર્થ**—ધન પૃથ્વીમાં દાટેલું રહેશે, પશુઓ તેના સ્થાનમાં બાંધેલાં રહેશે, સ્ત્રી ઘરના બારણા સુધી આવશે, માણસો સ્મશાન સુધી આવશે, શરીર ચિતા સુધી આવશે. પણ પરલોકના માર્ગે તો જીવ પોતાનાં શુભાશુભ કર્મને સાથે લઈને એકલો જશે.

---

અવતરણિકા—મનુષ્યનું મન રજો ગુણને લઇ ચંચળ રહે છે. તેને સ્થિર કરવા સત્ત્વગુણના અભ્યાસની જરૂર છે. તે વાત ધ્યાનમાં રાખી ચિત્તને સોની સ્વરૂપ સમજી કહે છે—

## મણકો ૯૧

### ( રાગ મન માને નહિ )

સુણ ચિત્ત સોની, વૃત્તિ ઘાટ સુધારી લે સહુતારા;
નિરખી જોની, કથીર કુન્દન નિશ્ચય પડશે ન્યારાં. ટેક.
એ જ્યાં સુધી ભેળાં રહેશે, નહિ સંપત્તિ સાંપડવા દેશે;
નિર્ધનતાનું દુઃખ તું સહેશે. સુણ ૧
શુદ્ધ બુદ્ધિ કસોટી પ્રથમ કરી, ગુરૂ વેદ વચન ઘસ ધીરધરી;
મેળવી જો હેમ (વૃત્તિ)ને બરાબરી. સુણ ૨
જો વગળ તને તેમાં દિસે, ધર તો વૈરાગ્યની આગવિષે,
મળ આપે સરવે ગળી જશે. સુણ ૩
શુભ ભાવ ખાર તે પર નાખી, દિલ મુસમાં રેડી લે રાખી;
શ્રદ્ધા લગડી થાશે આખી. સુણ ૪
કૂટસ્થ પરે તે ધારીને, ઘા વિવેક હથોડે મારીને;
લે લાંબી ખૂબ વધારીને. સુણ ૫
શુભ મનન જતરડામાં ખેંચી, કર ગુંથણી એકાન્તે બેશી;
ખૂબ ઘાટ બનાવી નિજ દેશી. સુણ ૬

પછી તે તુજ અંગે ધારીને, જો મન મુકુરમાં ન્યાળીને;
દેખીશ સર્વત્ર મુરારીને. સુણ ૭
જોતાં જોતાં તે રૂપ થાશે, દારીદ્ર તારૂં દુર જાશે,
તું સ્વયં મુકુન્દશ્રી કહેવાશે સુણ ૮

પ્રમાણ—

**तस्म स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवेहि। न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्त्वमानशुः ॥**

**ભાવાર્થ**—પિતામહ–બ્રહ્માએ આશ્વલાયનને કહ્યું કે તે પરમ તત્ત્વ શ્રદ્ધા, ભક્તિ, અને ધ્યાન યોગથી જાણ. તેમજ તે અમૃતત્વ–મોક્ષ કર્મ, પ્રજા કે ધનથી મળતો નથી. પણ કેટલા એક વૈરાગ્યથી તેને પામે છે.

---

અવતરણિકા—મનનો સ્વભાવ માયાને વળગવાનો છે. માટે માયાથી મુક્ત કરવા તેને વારંવાર શીખામણ આપવી પડે છે

## મણકો ૯૨

( રાગ સવૈયા )

સાંભળ મન શીખામણ દઉં છું, ફોકટ શીદ કરે છે ફૂલ,
મોહ બાજીને સાચી માની, ભારી તેં તે કીધી ભૂલ;
ડહાપણ જૂઠું દિલનું ધારી, ફંદામાંહે રહ્યું ફસાય,
કાયા માયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય. ૧
આગળથી તું અવલોકે છે, પાછળ છે અંધારૂં ઘોર,
મિત્રો તેં જેને માન્યા છે, તેજ ખરા છે છૂપા ચોર;
આત્મ ધન લે સર્વે લૂંટી, ફૂંકી ફૂંકી ખોતરી ખાય,
કાયા માયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય. ૨

સહુ આ રચના જુઠી કહીને, સમજાવ્યું તુને સોવાર,
તો પણ તું તો હજુ ન ત્યાગે, અંદરથી લાગેલો પ્યાર;
કુવિચાર કાંટા વેરે છે, તે ભોંકાશે તારે પાય,
કાયા માયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય. ૩

ભોગ બધા છે જે આ ભવના, રોગ તણું તેતો આગાર,
આશા રહે અહો નિશ વધતી, શાંતિ મળે નહિ કો ઠાર;
દિવાનું થઈ ત્યાં તું દોડે, અંતે ચોરાશી અથડાય,
કાયા માયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય. ૪

ચપળ થઇને તું ચિંતવે છે, જુઠા જગની જુઠી વાત,
નિશ્ચય સમજી લે તુ હાવા, કરશે કારમી એતો ઘાત;
કાળ કોઇને કદિ ન મૂકે, ભલે રંક કે હોયે રાય,
કાયા માયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય. ૫

અભિમાનથી અંધ બનીને, નિર્ખે છે તું હાડ ને ચામ,
જરા વિચાર કરીને જો તું, શું આવે એ તારે કામ;
એક પલકમાં તજી પસારો, વેગે થાવું છે વિદાય,
કાયા માયા છોડી જાવું. લખી ઘડી મિથ્યા નવથાય. ૬

કાળ સદા તાકીને બેઠો, તેતર ઉપર જેવું બાજ,
તે જાણ્યા વિણ વૃથા કરે છે. મનસુબાનુ મિથ્યા રાજ;
પાણી પરપોટો આ પળમાં, વાયુ ખસતાં જશે વિલાય,
કાયા માયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય. ૭

યુવાન કે પરણેલ ગણે નહિ, કદિ ન જાણે બુઢ્ઢો બાળ,
જેમ બજે ઘડીઆળ ટકોરા, તેમ સહુની લે સંભાળ;
કરાળ દંત વિષે જે આવે, ખાંત કરીને તેને ખાય,
કાયા માયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય. ૮

રાવણને દુર્યોધન સરખા, જરા સંઘને ક્રોધી કંસ,
ખોળી ખોળીને કાળે ખાધા, ભીષ્મ તણો પણ કીધો ધ્વંસ;

ભસ્માસુર તો ભસ્મ થયો છે, અસુર અનેક ગયા છે હણાય,
કાયા માયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય. ૯
માટે માનીને તું મનવા, ધ્યાન હરિનું ધારી ઉર,
મોંઘો માનુષ્ય દેહ મળ્યો છે, જન્મ મરણને કરી દે દુર;
મુકુંદ રૂપે સહજ થવાશે, વસતા ચરણ કમળની છાંય,
કાયામાયા છોડી જાવું, લખી ઘડી મિથ્યા નવ થાય ૧૦

પ્રમાણ—

**परिभ्रमसि किं वृथा क्वचन चित्त विश्राम्यतां**
**स्वयं भवति यद्यथा भवति तत्तथा नान्यथा।**
**अतीतमपि न स्मरन्नपि च भाव्यसंकल्पय-**
**न्नतर्कितगमागमाननुभवस्य भोगानिह॥**

**ભાવાર્થ**—હે ચિત્ત તું આમ વૃથા ભ્રમણ શા માટે કરે છે? કોઇ પણ સ્થાને વિરામ પામ. જે જેમ થાય છે તે તેમજ એની મેળે થાય છે બીજી રીતે થતું નથી. માટે ગએલાનું સ્મરણ ન કરતાં તેમજ ભવિષ્યના સંકલ્પો પણ ન કરતાં, અણધાર્યા જતા આવતા ભોગોનો અનુભવ આ સંસારમાં કર.

---

**અવતરણિકા**—સંસારની વાસના જીતવાનો સરલ ઉપાય એ જ છે કે ઇન્દ્રિય અને મનનો નિગ્રહ કરવો એજ ઉત્તમ છે. માટે સંયમ પાળવા

### મણકો ૯૩

### (રાગ મરાઠી આલની સાખી)

એક શબ્દથી કાજ સરેત્યાં, દશ વચનો તું બોલે,
નિશ્ચયમાં ક્ષણ એક ન રહેતાં, સત્ય અસત્યે ડોલે;
જમીનના મૃગ જળથી ભીજે, પ્રભુજી એમ નહિ રીઝે. ૧

પાંચવાર પગ પાછા મૂકી, દશપદ આગળ દોડે,
વૃથા વિચાર સુતરના તારો, અહો નિશ્ચ તુ જોડે;
જમીનના મૃગ જળથી ભીંજે, પ્રભુજી. ૨

સુંદર ઉપર ડોળ કરે પણ, ભીતર વાસના ભારે;
ચિત્ર તણો સિપાઇ કદિના, ચોરોને સંહારે;
જમીનના મૃગજળથી ભીંજે, પ્રભુજી. ૩

સંસૃતિ રચનાને સત્ય માની, ચિંત્વન તેનું કરે છે,
આમ્રફળ ત્યાં કદિન મળશે, બાવળ મધ્ય ફરે છે;
જમીનના મૃગ જળથી ભીંજે પ્રભુજી. ૪

જિજ્ઞાસાની જવાળા હૃદયમાં, જ્યાં સુધી નવ સળગી,
ત્યાં સુધી સમજી લેજે તું, માયા તુજને વળગી;
જમીનના મૃગજળથી ભીંજે, પ્રભુજી. ૫

શુક પેઠે માયા પીંજરમાં, અહં બ્રહ્મ તું બોલે;
શમદમ. સાધન વિણ શામળાઓ, ખરે બંધ ન ખોલે;
જમીનના મૃગ જળથી ભીંજે, પ્રભુજી. ૬

અહંકૃતિથી ખસેન અળગો, માન બડાઈ ધારી,
હૃદય નહિ ભેદાયું જયાં સુધી, પોલી ભક્તિ તારી;
જમીનના મૃગજળથી ભીંજે, પ્રભુજી. ૭

અંતરના અવળા અંકુરો, વૈરાગ્ય વિના નવ બળશે,
રાત દિવસ રેતી પીલેથી, તેલ નહિ નીકળશે;
જમીનના મૃગ જળથી ભીંજે. પ્રભુજી. ૮

વિવેક વારિના સિંચનવિણ, આનંદ તરૂ નવ ખીલે,
સત્ય ટેકનું સાધન તે તો, સદા વસે છે શીલે;
જમીનના મૃગજળથી ભીંજે. પ્રભુજી. ૯

બહાર બહુ બણુગાં ફૂંકે પણ, અંતરમાં અંધારૂં,
દીપ પ્રકટવા કહે બીજાને, કામ સર્યું શું ત્હારૂં:
જમીનના મૃગજળથી ભીંજે, પ્રભુજી. ૧૦

બીજા જય અંબે બોલીને, પાછા નિજ ઘર જાશે,
સત્ય શૂરાતન ઉર ઉપજ્યા વિણુ, સતી કદિ ન થવાશે;
જમીનના મૃગજળથી ભીંજે, પ્રભુજી. ૧૧

બાળક પણ હારદ હૈયાનું, જો દેખે તો આવે,
ઉપરના આરાધનથી તો, ઉલટું નાશી જાવે;
જમીનના મૃગજળથી ભીંજે, પ્રભુજી. ૧૨

એક ઘડીનો સત્ય મેઘ તે, ભૂ પાણી મય કરતો,
સંગ રંગ તુજને નવ લાગ્યો, ધ્યાન હરિનું ધરતો;
જમીનના મૃગજળથી ભીંજે, પ્રભુજી. ૧૩

એક પલક પણ સાચી ભક્તિ, ભાવ સહિત કરી લે,
અભેદ પતિ શ્રીમુકુન્દ માની, અંતરથી તું વરી લે;
જમીન વર્ષાજળથી ભીંજે, પ્રભુજી એમ નક્કી રીઝે. ૧૪

પ્રમાણ—

**योगस्य प्रथमद्वारं वाङ्निरोधोऽपरिग्रहः ।**
**निराशा च निरीहा च नित्यमेकान्तशीलता ॥**

**ભાવાર્થ**—વાણીનો નિરોધ, જરૂર ઉપરાંતની ચીજોનો સંગ્રહ ન કરવો તે, નિરાશા ( કોઇની આશા ન રાખવી )અને નિરીહા ( ચેષ્ટા રહિત ) તથા નિત્ય એકાન્તનું સેવન એ યોગનું પ્રથમ દ્વાર છે.

---

અવતરણિકા—મન મધુકરને હૃદયકમળમાં રહેવાનો ઉપદેશ.

## મણકો ૯૪
### ( રાગ મુજ ઉપરી ગુજરી )

એ મન મધુકર મુજ ભ્રાત તુજને વાત કહું છું સાચી;
ત્યજી હૃદયપદ્મ સુવાસ જઇશ ના નાશી. ૧
ત્યાં વહે પ્રણુવ મકરંદ પરમ આનંદ વશી તું લેજે;
ત્રય તાપ તણા સંતાપ સમાવી દેજે. ૨
છે ઉત્તમ એ આરામ રહ્યાનો ઠામ નક્કી લે જાણી;
ત્યાં વસતાં કદિ નવ થાય સ્વરૂપની હાનિ. ૩
વહે શીતળ મંદ સમીર ધરીને ધીર જરા જો ન્યાળી;
છે સુંદર પુષ્પ સહ વેલ ભક્તિ રઢીઆળી. ૪
ગંભીર જ્ઞાનનો હોજ કરી જો ખોજ ભર્યો છે પાસે;
જોતાંમાં સહુ અજ્ઞાન પલકમાં નાસે. ૫
કરતાં તેનું જલપાન સ્વરૂપનું ભાન સહજમાં થાશે;
મુકુન્દ રૂપમાં અહંતજી તું વિલાશે. ૬

પ્રમાણ—

**बाह्ये निरुद्धे मनसः प्रसन्नता**
**मनः प्रसादे परमात्मदर्शनम् ।**
**तस्मिन्सुदृष्टे भवबंधनाशो**
**बहिर्निरोधः पदवी विमुक्तेः ॥**

**ભાવાર્થ**—બાહારના વિષયોનો નિરોધ કરવાથી મનની પ્રસન્નતા થાય છે. મન પ્રસન્ન થવાથી પરમાત્માનાં દર્શન થાય છે. તેમનાં દર્શન થતાં સંસાર બંધન નાશ પામે છે. માટે બહારના વિષયનો નિરોધ એજ મુક્તિનો અધિકાર અથવા માર્ગ છે.

---

અવતરણિકા—મનુષ્ય જ્યારે પરમાત્મ સ્વરૂપનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરે છે ત્યારે તેનાં જન્મ મરણ નાશ પામે છે. માટે દૃઢતા કરવા—

## મણકો ૯૫
### ( રાગ પ્રભાત )

દૃઢતાને દેવળ દેવ નિરંજન, નિરખો નજર ભરીનેરે;
એક વખત અવલોકે જે જન, તે તો મરે ન ફરીનેરે. દૃઢતા. ૧
કોટિ રવિ સમ ત્યાં અજવાળું, અનન્ત ઇન્દુ સમ શાન્તિરે;
અમૃત ધાર અખંડ પડે છે, જોતાં ટળે છે ભ્રાન્તિરે. દૃઢતા. ૨
સમરસ ચિદ્ સ્વરૂપની શોભા, જગમાં જોડ ન જેનીરે;
પૂર્ણાનંદ પરમાનંદ પોતે, ઉપમાં શી કહું એનીરે. દૃઢતા. ૩
અંબા હરિહર રવિ વિનાયક, એ સહુ એનાં રૂપરે;
પ્રણવરાજ પરમાત્મા પોતે, સર્વ બ્રહ્માંડના ભૂપરે. દૃઢતા. ૪
અનહદ નાદ અજબ તહાં ઊઠે, અનુભવી કોઈક જાણેરે;
મૂગાએ મીસરી ખાધી પણ, સ્વાદને કેમ વખાણેરે. દૃઢતા. ૫
અખિલ ભુવનમાં એક રમે છે, બીજો કયાંથી બોલે રે;
એ સાનને તે જન સમજે, હૃદય કપાટ જે ખોલે રે. દૃઢતા. ૬
મરજીવા કોઈ માથુ મૂકી, ચોંપે જોવા ચાલે રે;
પહોંચે ખરા પણ પાછા ન આવે, અહોનિશ રસમાં મ્હાલે રે. દૃઢતા. ૭
નિજ વૃત્તિને ધ્રુવ પૂતળી સમ, ક્ષણું ન રાખે અળગી રે.
મુકુન્દ ચુંબકમાં નિજ મન લોહું, આપે જાએ વળગી રે. દૃઢતા. ૮

પ્રમાણ—

प्रकृतिविकृतिशून्यं भावनातीतभावं
समरसमसमानं मानसंबन्धदूरम् ।
निगमवचनसिद्धं नित्यमस्मत्प्रसिद्धं
हृदि कलयति विद्वान्ब्रह्म पूर्णं समाधौ ॥

**ભાવાર્થ**—પ્રકૃતિ વિકૃતિ કારણ કાર્યે રહિત, ભાવનાથી ભિન્ન ભાવસ્વરૂપે, સમરસ અખંડ છતાં અસમાન, માનસ, અંતઃકરણમાં પ્રકટથનાર, બંધમાત્રથી દૂર–વેદવચન માત્રથી જ સિદ્ધ અને 'હું' એવા સ્વરૂપે નિત્ય પ્રસિદ્ધ, તે પૂર્ણબ્રહ્મસ્વરૂપને વિદ્વાન્ પોતાના હૃદયમાં સમાધિકરી જુએ છે.

---

**અવતરણિકા**—મનને સ્થિર કરવા મથતો મુમુક્ષુ પ્રયત્નમાં પાછો પડતાં પ્રભુની સહાય માગવા પ્રાર્થના કરે છે—

## મણકો ૯૬

### (રાગ કાયા જીવને કહે છે રે)

હરિ સહાય કરોની રે, હવે હુંતો હારી ગયો;
મન મતમાં ચડયું છે રે, પ્રભુ થકી દૂર રહ્યો. ૧
ચડતાં નિશ્ચય નિશાને રે, પ્રમાદથી પાછું પડે;
તજી આમ્ર અમીરસ રે, વિષ તણી વેલે ચઢે. ૨
એ અપીણી અવળું રે, અપીણની વાતો કરે;
પ્રેમ પંથને મેલી રે, વાસનાની વાટે ફરે. ૩
સ્વ સ્વરૂપ વિસારી રે, ચિંતન જગનું કરતું;
બ્રહ્માર્ણવ છોડી રે, માયા કીચમાં ફરતું. ૪
અધ્યાસીને અંધુરે, ઘૂલૂકની પેર કરે;
જ્ઞાન રવિને વિસારીરે, અજ્ઞાન અંધારે ફરે. ૫
મન માખી એ સરખાંરે, ઉલટ મતિએ ફરતાં;
મધ સ્વાદને છોડીરે, વિષ્ઠામાં જઇ ઠરતાં. ૬
તેની પેર શી કરવીરે, બુદ્ધિ પ્રભુ તે આપો;
જેથી જન્મ ન આવેરે, શમે ત્રિવિધ તાપો. ૭

સોંપુ છું શરણુમાંરે, ત્યાંથી છૂટે નાશી;
પળ પૂરી ન ટકતું રે, એ કરણોને વાસી. ૮
બેસાડું છું જ્યારે રે, ત્યારે ઊઠી નાસે છે;
સ્વ સ્વરૂપમાં સમતાંરે, નકામું એ ત્રાસે છે. ૯
જેમ જેમ સમજાવું રે, તેમ તેમ તે દૂર જતું;
પીએ મોહ મદિરારે, માયામાં મસ્ત થતું. ૧૦
માટે આપ શરણુમાંરે, મુકુન્દ તેને લેશો;
રાખી પાસ પોતાનીરે, પૂરૂ શાસન દેશો. ૧૧

પ્રમાણ—

**कथं तरेयं भवसिन्धुमेतं**
**का वा गतिर्मे कतमोऽस्त्युपायः ।**
**जाने न किंचित्कृपयाऽव मां प्रभो**
**संसारदुःखक्षतिमातनुष्व ॥**

**ભાવાર્થ**—હે પ્રભો ! આ સંસાર સમુદ્રને કેવી રીતે તરવો ? મારૂં શું થશે ? તરવાનો ઉપાય શો છે ? હું તો કાંઇ જાણુતો નથી (કે કેમ કરવું) માટે કૃપા દૃષ્ટિવડે મારૂં રક્ષણ કરો અને સંસાર દુઃખનો નાશ કરો.

---

અવતરણિકા—મન ચંચળ અને પ્રમાથી છે. તેને વારંવાર સમજાવ્યા છતાં, વળી વળીને માયા તરફજ દોડે છે. માટે તેને પાછું ફેરવવા પુનઃ પુનઃ પ્રયત્ન કરવા માટે ચેતવણી રૂપ—

## મણુકો ૯૭
### ( રાગ મન માને નહિ )

મન મોજીલા, સત્ય ગણી સંસાર સદા શું ચાહે;
તજી દ્વૈત લીલા, સ્ત્વર જાતું સત્ય સ્વરૂપની માંહિ. ટેક.

કાયા છે કાળ તણું ખાણું, તેની તું મમતા કાં તાણું;
ચેતી લે આ જાણે ટાણું. મન. ૧
કાળ કર્મ ગતિથી બની કાયા, છાયામાં મિથ્યા ભરમાયા;
કૂટાઇ મૂઆ ડહાપણુ ડાહ્યા. મન. ૨
ઉર આશ મરણુની ફાંસી છે, એ કાળ તણી ખરી દાસી છે;
તેં તેને શીદ ઉપાસી છે. મન. ૩
દેહ દ્વાર વિષે શીદ દોડે છે, એ જન્મ મરણુને જોડે છે;
શીદ પ્રેમ પ્રભુનો તોડે છે. મન. ૪
માયાને કાયા એ કૂડાં, ઉપરથી એ દિસે રૂડાં;
જેમ ખીલે ખાખરે કેસુડાં. મન. ૫
અંતિમ ફળ એનું દુઃખ ખરે, જેમ પીતપાપડો પ્રાણુ હરે;
ખાએ તે અંતે નક્કી મરે. મન. ૬
મિથ્યા મમતાને દે છોડી, દ્રષ્ટિને આત્મામાં જોડી;
ચિદ્ જડ ગ્રન્થીને દે તોડી. મન. ૭
તોડી પેશી જા પાતાળે, જ્યાં કાળ કળા કદિ નવ ચાલે;
થઇ નિર્ભય તું નિર્ભય મ્હાલે. મન. ૮
તેથી આનંદ આનંદ ઉર થાશે. પરમાનંદ પૂરો ઊભરાશે:
પછી મુકુન્દ સ્વરૂપે તું થાશે. મન. ૯

પ્રમાણ—

यावत्स्वस्थमिदं कलेवरगृहं यावत्सुदूरे जरा
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्
प्रोदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमो कीदृशः ॥

**ભાવાર્થ**—જ્યાં સુધી આ શરીરરૂપી ઘર નિરોગી છે, અને વૃદ્ધાવસ્થા જ્યાં સુધી દૂર છે તથા ઈન્દ્રિયોનિ

શકિત નાશ પામી નથી તેમજ આયુષ્ય જ્યાં સુધી બાકી છે. તેટલાજ સમયમાં વિદ્વાને પોતાના કલ્યાણ સંબંધે મહાન પ્રયત્ન કરવો જોઇએ. જેમ ઘર સળગ્યા પછી કૂવો ખોદવાનો ઉદ્યમ નકામો છે તેમ યોવન અવસ્થા ગયા પછી મોક્ષનો ઉદ્યમ પણ તેવોજ છે.

---

**અવતરણિકા**—સંસારનું મૂળ પરમાત્મા છે. તેમાંથીજ સૃષ્ટિ ઉત્પન્ન થઇ તેમાંજ લય પામે છે. એ પ્રમાણે લય ચિંતનનો અભ્યાસ કરવાથી સ્વ સ્વરૂપમાં અનુસંધાન થાય છે. માટે—

## મણકો ૯૮
## ( રાગ પ્રીતમની તીથિઓનો )

પ્રતિપદ પ્રીત ધરીને રે, જુઓ તત્વ તપાસી;
અજર અમર એ પોતે રે, વ્યાપક અવિનાશી. ૧
બીજે અહંપદે ઉઠતાંરે, અવ્યકત એ માયા;
તેના યોગે નિર્ગુણરે, તે સગુણ ગણાયા. ૨
ત્રીજે ત્રિગુણની વૃદ્ધિરે, મહતત્વ થયું છે.
વ્યાપક વ્યોમસ્વરૂપેરે, સર્વત્ર રહ્યું છે. ૩.
ચોથે ચૈતન્ય પોતે રે, જગના છે કરતા;
ગુણ તણા સંયોગેરે, ધરતા ને હરતા. ૪
પાંચે ભૂતને તેણેરે, પ્રીતિથી કીધાં;
પંચી કરણ કરીને રે, તે મેળવી દીધાં. ૫
છઠ્ઠે ષટ્ ઉર્મીને રે, વૈરાટે ધારી.
સ્થૂળ દેહ પોતાનીરે, તે થકી વધારી. ૬
સાત લોક અતિ સુંદરરે, ઉપર જઈ વસીઆ;
સાત તળો પાતાળે રે, નીચે છે ધસીઆ. ૭

આઠે પૂરી કરીને રે, વ્યષ્ટિ ઉપજાવી;
પિંડ બ્રહ્માંડની એકતારે, ઉત્તમ સમજાવી. ૮
નવ દ્વારોમાં દેવેરે, કીધો છે વાસો;
પ્રકાશ તો પણ તેનો રે, પૂરો નવ ભાસ્યો. ૯
દશમે દ્વાર નિરંજનરે, આવ્યા છે પોતે,
પીંડની પ્રભા પ્રકાશીરે, કંઈ અવિચળ જ્યોતે. ૧૦
એકાદશ ઈન્દ્રિયોરે, ચૈતન્યમય ભાસે;
અંતઃકરણ બંધાયું રે, એના આભાસે. ૧૧
બારસે દૃષ્ટિ બાહેરરે, થાતાં જગ જોયું;
સ્વરૂપ ભાન પોતાનું રે, તે સહજે ખોયું. ૧૨
તેરસમાં લપટાણોરે, વિષયોથી માતો;
મમત્વ બેડી પહેરીરે, દુઃખમાં અથડાતો. ૧૩
ચૌદિશ સુખને શોધેરે, પણ હાથ ન આવે;
વૃથા તે વલખાં મારીરે આયુષ્ય ગુમાવે. ૧૪
પૂનમે પૂરા દુઃખમાં રે જીવ રહ્યો છે મ્હાલી;
ભવથી પાર ઉતરવારે, ગુરુ નૌકા ઝાલી. ૧૫
પિંડમાં વ્યાપક પોતેરે, મૂળ તત્ત્વ રહ્યું છે;
મુકુન્દ તે જીવ જાતેરે એમ પૂર્ણ થયું છે. ૧૬

પ્રમાણ—

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥
महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः ।
पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परा गतिः ॥

ભાવાર્થ—ઇન્દ્રિયોથી પર તેના વિષય છે. વિષયથી પર મન છે. મનથી ઉત્કૃષ્ટ બુદ્ધિ છે બુદ્ધિથી શ્રેષ્ટ મહતત્ત્વ છે મહતત્વથી ઉત્તમ અવ્યક્ત માયા છે અને અવ્યકત

કરતાં પુરૂષ પર-શ્રેષ્ટ છે. પુરૂષ-આત્માથી ઉત્તમ કાંઇ નથી એટલે પુરૂષજ છેવટની ગતિ છે.

---

અવતરણિકા—મનુષ્યના અંતઃકરણમાંથી જ્યાં સુધી મલાદિ દોષો દૂર થતા નથી ત્યાં સુધી સાધનસંપત્તિ સમજ્યા છતાં અંતઃકરણમાં રૂઢ થતી નથી અને સંપત્તિ વિના જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી એ બાબત સ્પષ્ટ કરવા—

મણુકો ૯૯.

( હરિનો મારગ છે શૂરાનો )

આત્મ સ્વરૂપની વાતો અઘરી, સાંપડવી નહિ સ્હેલજોને;
ખાંડા કેરી ધારે ચડવું, ખરા ખરીનો ખેલ જોને. ૧
હરિ હીરો છે મોંઘા મૂલો, સંપત્ત વિણુ ના જડશે જોને;
અમથો લેવા ઇચ્છા રાખે, તે ભવમાં આથડશે જોને. ૨
નથી રખડતો રસ્તા માંહે, નથી હાટે કે ઘાટે જોને;
જમીનમાંથી એ નથી જડતો; શીદ ફરે ઉચ્ચાટે જોને: ૩
શિર અર્પતાં સહજ મળે છે, સંતો એવું કહે છે જોને;
પ્રેમ રૂપ પાવકના પૂરમાં, સદાય એતો રહે છે જોને. ૪
વાટ બહુ છે વાંકી વસમી, અધવચ લૂંટે ચોરજોને;
વાઘવરૂનો ભય છે ભારે, આડું જંગલ ઘોરજોને. ૫
નદી વહે છે વચમાં મોટી, એક રહે ત્યાં હોડી જોને;
પાર કહો ત્યાં કેમ પહોંચશો, નથી હાથમાં કોડીજોને. ૬
ભાતું સાથે ભર્યું નથી તે, ત્યાં જઇને શું જમશોજોને;
વાત વડે ના પેટ ભરાશે, ભૂખ્યા જ્યારે ભમશોજોને. ૭
તેથી કાંઈ કરો કમાઇ, આગળ આવે કામજોને;
પ્રેમ નગરમાં જઈને પામો, અલક્ષ આત્મારામજોને. ૮.
પ્રમાદમાં જો રહેશો ઊંઘી, વખત બધો વહીજાશે જોને;

હાથે આવેલું આ અમૃત, નિદ્રામાં ઢોળાશે જોને. ૯
માટે મનથી મૂકી મમતા, શરણુ હરિને જાને જોને;
ભવસાગરની પાર પડીને, મુકુન્દ સ્વરૂપે થાને જોને. ૧૦

પ્રમાણ—

नाविरतो दुश्चरितान्नशान्तो नासमाहितः ।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥

ભાવાર્થ—કાયિક પાપથી નિવૃત ન થનાર, અશાન્ત મનુષ્ય આત્માને પ્રાપ્ત કરી શકતો નથી. જેનું મન એકાગ્ર નથી, જે વિક્ષિપ્ત ચિત્ત છે. તે પણ આત્મતત્વ મેળવી શકતો નથી. જેનું મન અશાન્ત છે અર્થાત્ સિદ્ધિની ઈચ્છા વાળું છે તેને પણ જ્ઞાન મળતું નથી. જ્ઞાનના સાધન-નિદિધ્યાસનાદિવડે પરમ તત્ત્વ પ્રાપ્ત થાય છે.

---

અવતરણિકા—સંસારમાં સત્યબુદ્ધિથી સુખ મેળવવા જીવાત્મા અનેકવાર ભટકે છે; છતાં એકાએક "સંસારમાં સુખ નથી" એ અનુભવને તે ગૃહણ કરી શકતો નથી. પરંતુ જ્યારે તેનાં ઉપર પરમાત્માની કૃપા થાય છે ત્યારે તેને જગત્ ઉપર કંટાળો આવે છે. એવા ઉપરામ પામેલા ચિત્તના ઉદગાર—

### મણકો ૧૦૦

( રાગ. આશાગોડી કામ છે. )

હાર્યો હવે ભવ ભટકી હરિ હું તો હાર્યો હવે. ટેક.
અવિદ્યા અંધારે નાથ રહ્યો છું, લક્ષચોરાશીમાં લટકી. હરિ. ૧
જન્મમરણનું જોખમ જબરૂં, રાત દિવસ રહ્યું ખટકી. હરિ. ૨
ચિન્તાસર્પણી ચિત્તડસી છે, પીડાથી મરૂં શિર પટકી. હરિ. ૩
વિષ વિષયનું જેમાં ભર્યું છે, એવી માયા મટકી. હરિ. ૪
દ્વૈત બુદ્ધિ રહી દોષ નિહાળી, એક ક્ષણ નવ અટકી. હરિ. ૫

પલપલ પલટી રૂપ પોતાનું, મન જાએ છે છટકી. હરિ. ૬
મિથ્યા માયા રંગથી મોહ્યો, ચાર દિવસની ચટકી. હરિ. ૭
મન મમતા તું શીદ કરે છે, કાળ ન મૂકે કટકી. હરિ. ૮
વદું શું હવે હું નાથ વધારે, નાખો ચરણમાં ઝટકી. હરિ. ૯
મુકુન્દ મૂકાવો મ્હેર કરીને, અહંપદમાં રહ્યો અટકી. હરિ. ૧૦

પ્રમાણ—

**कार्पण्यदोषोपहतस्वभावः**
**पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।**
**यच्छ्रेयःस्यान्निश्चितं ब्रूहि तन्मे**
**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥**

**ભાવાર્થ**--કાર્પણ્યદોષથી સ્વભાવ હણાએલો, ધર્મ સંમૂઢચિત્ત હું તમને પૂછું છું કે જે મારૂં નિશ્ચિત કલ્યાણ હોય તે મને કહો. હું તમારો શિષ્ય છું. તમારે શરણે આવ્યો છું માટે મને શિક્ષા કરો—ઉપદેશ આપો—માર્ગ બતાવો.

---

**અવતરણિકા**--સંસાર સમુદ્રને દુર્ગમ કહેવામાં આવે છે. તેમાંથી પાર પાડવામાં પરમાત્માની મદદની જરૂર છે. માટે જીવાત્મા પ્રભુની નિરાભિમાન પૂર્વક પ્રાર્થના કરે છે—

### મણકો. ૧૦૧
### (રાગ. કાફી ધીરાની)

નૌકા નવચાલેરે, હવે હું તો હાર્યો હરિ;
અજબ ઉચ્છાળેરે, પ્રભુ પાછી જાય ફરી. ટેક.
ઉલટ પવનની આંટી પડતાં, ઝાઝું કીધું જોર,
શઢ તો ચીરાયા એક પલકમાં, તુટી પડયા સહુદોર;
ભર દરીએ ભય ભારીરે, શકું કેમ ધીર ધરી. નૌકા. ૧

મોજાંતો મહા જળના વાગે, તરણી ડગમગ થાય,
મથે માંછી પણ કાંઇ ન ચાલે, થાકયો કરીને ઉપાય;
મતિ તો મુંઝાણીરે, રહ્યું નહિ બળતો જરી. નૌકા. ૨
વચ્ચે ખડક ખરાબા મોટા, વાંકી ને વસમી વાટ,
મગર મચ્છો મુખ ફાડી બેઠા, નૌકા કેરી જુએ વાટ;
પાર હવે કેમ પહોંચેરે, મહા જળ મધ્ય ઠરી. નૌકા. ૩
ચડયાં અભ્રને અર્ક છૂપાયો; તિમિર થયું ચોમેર,
દિશા ન સૂઝે ને દિલ મુંઝાએ, કરવી હવેશી પેર;
કઇ વાટે સંચરવુંરે, મળે નહિ ભેદ જરી. નૌકા. ૪
ચો દિશામાં વિજળી ચમકે, વરસે મૂશળ ધાર,
અંધારે આવલાં મારી થાકયા, કાંઇ ન આવ્યો પાર;
ઘોર નિશામાં અથડાતાંરે, રહ્યું પ્રભુ દિલ ડરી. નૌકા. ૫
ઉંચે આભને નીચે પાણી, એક નહિ આધાર,
સત્ય ટેક સુકાન ગ્રહ્યું છે, તેજ ઉતારે મને પાર;
મુકુન્દ ન મૂકું રે, વદું છું એ વાત ખરી. નૌકા. ૬

પ્રમાણ—

**अपारसंसारसमुद्रमध्ये**
**निमज्जतो मे शरणं किमस्ति ॥**
**गुरो कृपालो कृपया वदैतद्-**
**विश्वेशपादाम्बुजदीर्घनौका ॥**

**ભાવાર્થ**—હે કૃપાળુ ગુરૂદેવ ! અપાર સંસાર સમુદ્રમાં ડૂબેલો જે હું તેનું શરણ-આશ્રય કોણ છે. તે કૃપા કરીને કહો ગુરૂ કહે છે—જગતૂના ઈશ્વરના ચરણ કમળ રૂપ મોટી નૌકાજ ભવસાગર તરવાનો આધાર છે.

અવતરણિકા-જેમ જેમ સાધકની પ્રેમ ભાવના વૃદ્ધિ પામી બળવાન્ થાય છે તેમ તેમ તે પોતાનું અભિમાન ભૂલતો જાય છે. એટલે તેની વૃત્તિ એક પરમાત્માને પુરૂષ સમજી, પ્રકૃતિના કાર્યસંસાર ને પ્રકૃતિરૂપ સમજી એવા ભાવનાથી જે ગુરૂપૂજન કરવા કહે છે-

## મણકો. ૧૦૨

( રાગ. રઘુપતિરામ હૃદયમા. )

આવો બ્હેની આજ સદ્ગુરૂ સ્મરીએરે,
ધ્યાન અખંડ આત્માતણું ધરીએ. આવો. ટેક.

રવિવારે હૃદયમાં ઉતરીએરે, ચિંતન સદ્ગુરૂ કેરૂં કરીએરે;
જેથી દશ્ય પ્રપંચ વિસરીએ. આવો. ૧

સોમવારે તે ચિત્તને સાધીરે, છોડો સઘળી બહિર ઉપાધિરે;
લાગે સચ્ચિદાનંદ સમાધિ. આવો. ૨

મંગળવારે, તે મન મારૂં મોહ્યુંરે, મેં તો આનંદઘનરૂપ જોયું રે;
જેથી જન્મમરણ દુઃખ ખોયું. આવો. ૩

બુધવારે બુદ્ધિ મારી ખુલ્લીરે, ભાન સ્થૂલ શરીરનું ભૂલીરે;
ગઇ વિષયની વાસના ડૂલી. આવો. ૪

ગુરૂવારે ગુરૂગુરૂ ન્યાળુંરે, જગ જનને હું તો નવ ભાળુંરે;
ખુલ્યું આજે અવિદ્યાતાળું. આવો. ૫

શુક્રવારે શાન્તિ સાચી પામીરે, હું તો અખંડ આનંદમાં જામીરે,
પ્રેમે સદગુરૂ શરણને પામી. આવો. ૬

શનિવારે સકલ સુખ લીધાંરે, અંતર વિંધીને અમૃત પીધાંરે
પામી મુકુન્દ કારજ સહુ સીધ્યાં. આવો. ૭

પ્રમાણ—

शान्तो दान्तःपरमुपरतः क्षान्तियुक्तः समाधिं
कुर्वन्नित्यं कलयति यति स्वस्य सर्वात्मभावं
तेनाविद्यातिमिरजनितान्साधु दग्ध्वा विकल्पान्
ब्रह्माकृत्या निवसति सुखं निष्क्रियो निर्विकल्पः॥

**ભાવાર્થ**—મનોનિગ્રહ, અને ઈન્દ્રિય નિગ્રહ કરી, વ્યવહારથી ઉપરામ પામેલો ક્ષમાવાન્ યતિ સમાધિ કરીને નિત્ય પોતાના સર્વાત્મભાવને જુએ છે. તેથી અવિદ્યા અંધકારથી ઉત્પન્ન થનારા સર્વ વિકલ્પોને સારી રીતે બાળીને બ્રહ્મભાવના વડે ક્રિયા તથા વિકલ્પ રહિત થઇ સુખમાં વસે છે.

---

**અવતરણિકા**—સંસારની મોહજાળ અતિ વિલક્ષણ છે. જીવાત્મા જેમ જેમ તેમાંથી નીકળવાની યુક્તિઓ કરી છૂટો પડવા મથે છે તેમ માયા પણ નવાં રૂપ ધારણ કરી તેને વારંવાર ફસાવે છે તેથી અકળાએલો જીવાત્મા પ્રભુની પ્રાર્થના કરે છે.

### મણકો ૧૦૩
### ( રાગ–વેગ વૃત્તિનો વીર વાળીને )

માયાના મહેલમાં નાથ મુંઝાયો, ક્યાંય ન દિસે દ્વારરે;
અંતરમાં હું અતિ અકળાયો, આપશ્રી કહાડો બહારરે. ટેક

સાખી–ભીંત પંચ ભૂતોતણી, ત્રિગુણ છાપરૂં સાર;
વિદ્યા અવિદ્યા નામના, બે માળો વિશાળ.
આકાશ મધ્યે એ અદ્ધર લટકે, શોભા તેની અપારરે. માયા. ૧
મન ચિતારે મહેલમાં, કલમ ધરી કર આશ;
પંચ વિષયના રંગથી, કીધાં ચિત્ર પ્રકાશ.
સત્ય જાણીને સહાવા જાતાં, પેઠો હું તેહ મોઝારરે. માયા. ૨
આકૃતિઓ અવલોકતા, તેમાં લાગ્યું તાન;
તદાકાર તેથી થયો, ભૂલી સઘળુ ભાન.
પૂર્ણ મમત્વ બંધાયું તેમાં, વૃદ્ધિ થાતાં અહંકારરે. માયા. ૩
જગ સાચું એ ભાવનાં, દેખાએ છે દ્વાર;
કાચ કર્મના ઓઢવ્યા, તેથી જવાય ન પાર.

કૃપાનિધિ ત્યાં કપાળ ફૂટાયું મારૂં વારંવાર રે. માયા. ૪

તોપણ હજુ ન ત્યાગ તું, મન પોતાની ચાલ;
મિથ્યા વલખાં મારતું, વૃથા વિતાવે કાળ.
જગત્ પિતા હવે તેને જગાડો, કહું પાડી પોકારરે. માયા. ૫

મોહ લોભ મદ ક્રોધને; મત્સર કામ સોપાન;
ચડી શકું નહિ તે પરે, સાહ્ય કરોને શ્યામ.
મ્હેર કરીને મુકુન્દ બચાવો, એક તમારો આધારરે. માયા. ૬

પ્રમાણ--

**आशापाशशतेन पाशितपदो नोत्थातुमेव क्षमः**
**कामक्रोधमदादिभिः प्रतिभटैःसंरक्ष्यमाणोऽनिशम् ।**
**संमोहावरणेन गोपनवतःसंसारकारागृहान्**
**निर्गन्तुं त्रिविधेषणापरवशः कः शक्नुयाद्रागिषु ॥**

ભાવાર્થ--રાગીઓમાં અનેક આશારૂપ પાશથી જેના પગ બાંધવામાં આવેલા છે તેથી ઉઠવાની શક્તિ નથી, કામ ક્રોધ, તથા મદ વગેરે યોદ્ધાઓથી સદાય જેનું રક્ષણ કરવામાં આવે છે, અને મોહરૂપ આવરણથી જેનું રક્ષણ કરવામાં આવે છે. એવો કયો પુરૂષ સંસારરૂપી કારાગ્રહમાં થી-બંધનમાંથી નીકળવાને શકિતમાન છે? જવાબ રાગી કદિ બંધન મુક્ત થઇ શકતો નથી.

---

અવતરણિકા--પ્રભુ મેળવવા આતુર થએલી પ્રેમવૃત્તિના ઉદ્દગાર.

મણકો. ૧૦૪

( રાગ. પીલુ દીપચંદી. )

મોહનજી મરડાવ શું ઠાલા, નાથ કરૂં છું હું કાલાવાલા. ટેક.
સર્વ તજી પ્રભુ આપને માટે, નિશદિન જપીએ નામની માલા. મો. ૧

સંગ તમારો શ્રીહરિ કરતાં, શિરપર સહીશું દુઃખના ભાલા. મો. ૨
જોર અમારૂં તમથી ન ચાલે, બુદ્ધિ બની છે બાવરી બાલા. મો. ૩
હાથ કદિ હરિ આવી ચઢો તો, છટકો છો કાંઇ કાઢી કાલાં. મો. ૪
સર્વ વિશ્વનું મૂળ વિશ્વંભર, બાકી નાના મ્હોટાં ડાળાં. મો. ૫
તમને ત્યજી હવે કયાં અમે જઇએ, નાથ ન થાઓ આમ રીસાળા. મો. ૬
પ્રેમીને પ્રભુ કશુંએ ન સુઝે, કોઇ કહે ભલે ગોરા કે કાળા. મો. ૭
મ્હેર કરીને મુકુંદ અમો પર, આપો અભેદનું દાન હે વ્હાલા. મો. ૮

પ્રમાણ--

पतिसुतान्वयभ्रातृबांधवा-
नति विलंध्य तेऽन्त्यच्युतागताः ।
गतिविदस्तवोद्गीतमोहिताः
कितवयोषितः कस्त्यजेन्निशि ॥

**ભાવાર્થ**--હે અચ્યુત ! તમે જે જીવોની ગતિને જાણનારા છો. તે તમારા ઉદ્દ્ગાનથી મોહ પામીને અમે પતિ, પુત્ર, વંશ તથા ભાઇ અને સગાં સમ્બન્ધીની મર્યાદા ઉલ્લંઘીને તમારી પાસે આવીઓ તો હે ઠગ ! તમારા વિના બીજો કોણ રાત્રે સ્ત્રીઓનો પરિત્યાગ કરે ?

---

અવતરણિકા—સંસારનું મિથ્યા સ્વરૂપ સમજાવવા—

મણકો ૧૦૫

( રાગ ગરબી )

જૂઠું જૂઠું જૂઠું રે જીવ જાણ જગત આ જૂઠું—ટેક—
દૂરથી જોઇને શીદ ડરે છે. ચોર નથી એ ઠુંઠું રે. જીવ ૧
શુક્તિ ચમકથી ચિત્ત ચળે શું ! પાછળનું જો પૂઠું રે. જીવ ૨
ભૂલી રજ્જુને ભોરીંગ સમજી, શીદ અચાનક ઊઠું રે. જીવ ૩
સ્વરૂપ નિશ્ચય નંગ તજીને, કલ્પના કાચ કાં કૂટું રે. જીવ ૪

વિષય વિષનાં વૃક્ષો વાવીને, મોક્ષ મૂળ કેમ ખૂંદુ રે. જીવ ૫
સત્ય આનંદને અલગ કરીને, આશા ગરલ કેમ ઘુંટુ રે. જીવ ૬
નામ રૂપના સુંદર પુષ્પો. ગંધ વિના કેમ ચૂંટું રે, જીવ ૭
સ્વપ્ન વિશ્વતજી ભજી લે મુકુન્દને, શું થશે ત્રઠયું કે રૂઠયું રે. ૮

પ્રમાણ—

**जगद्विलक्षणं ब्रह्म ब्रह्मणोऽन्यन्न कींचन ।**
**ब्रह्मान्यद्भाति चेन्मिथ्या यथा मरुमरीचिका ॥**

ભાવાર્થ—જગતથી બ્રહ્મ જૂદા પ્રકારનું છે, બ્રહ્મ સિવાય બીજુ કાંઇ નથી બ્રહ્મથી બીજુ કાંઇ દેખાયતો તે મિથ્યા છે જેમ ક્ષાર ભૂમિમાં દેખાતું ઝાંઝવાનું જળ. ( વસ્તુતઃ નથી )

---

અવતરણિકા—પરમાત્માને મળવાને ઉત્સાહિત થએલા જીવાત્માના ઉદ્‌ગાર—

### મણકો ૧૦૬

( રાગ દાણલીલાનો મારગ મૂકો: )

કયારે મળશો હવે તે મને શ્રી હરિજો; ટેક.
હાર્યો ચોરાશીના ફેરમાં ફરી ફરીજો— કયારે—૧
ઘણાં ભ્રાત, તાત. માત, હરિ મેં કર્યા જો;
કારજ કોઇ મારાં તે થકી તો નવ સર્યા જો કયારે—૨
બહુ દામ, ધામ, ગામ મળ્યાં મુજને જો;
તથાપિ ન દીઠો ત્રિકમ મેં તુજને જો. કયારે—૩
રૂડાં ખાન, પાન. માન પામ્યો જગતમાંજો;
અરે ના ગણાયો નાથ હરિ ભક્તમાંજો. કયારે—૪
ભૂલ્યો જ્ઞાન, ધ્યાન, દાન તણી રીતનેજો;
મૂકયું વિષયમાં વહેતું મેં તો ચિત્તનેજો. કયારે—૫

ખરો યોગ, ભોગ જોગ તો જાણ્યો નહિ જો,
પરમ પ્રેમ મેં તો મુકુન્દથી માણ્યો નહિ જો. ક્યારે—૬

પ્રમાણ—

व्रजजनार्तिहन्वीरयोषितां
निजजनस्मयध्वंशनस्मित ।
भज सखे भवत्किंकरोः स्मनो
जलरुहाननं चारु दर्शयः ॥

ભાવાર્થ—વ્રજજનોની પીડા હણનાર! અને સ્ત્રીઓના વીર! તેમજ સેવકના ગર્વને હણનાર હાસ્યવાળા, હે સખા! અમે આપની દાસીઓ છીએ, તો અમારા ઉપર પ્રસન્ન થાઓ અને સુંદર મુખકમળ બતાવો.

---

અવતરણિકા—સર્વ વેદાન્તના સાર ભૂત સ્વસ્વરૂપનો લક્ષ કરવા મનને ઉપદેશ—

મણકો ૧૦૭

( રાગ હરિગીતની ચાલ )

સંસારના સંતાપમાં સમજ્યા વિના જઈને સડે,
અવિનાશથી અળગું રહી તું અસાર માંહે આથડે;
ત્યાગી ભ્રમણતા તાહરી લે સ્વરૂપ લક્ષ્ય વડે વરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૧

નહિ સ્થૂલ સૂક્ષ્મ દેહ કે કારણ નહિ તે આત્મા;
આદેશ નેતિનો કરી પંડિત કથે પરમાત્મા,
નિરોધ કે નિષેધ જેનો કો કદિ ન શકે કરી. ૨

તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ને ઠરી.
આકાશ આદિ ખલકને જે પલકમાં પેદા કરે,
પ્રવેશ કરીને પિંડમાં તે સર્વને પોતે ધરે;
આ પંચકોશો ત્યાગતાં વસ્તુ વિશેષે રે'ખરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૩

વિષમ વિષયના દેશમાં આ શરીરનો રથ ચાલતાં,
સંયમ લગાવી ચાબખો દૃઢ રેન વૃત્તિ ઝાલતાં;
શુદ્ધ ચિદ્ ખૂંટે બાંધતાં હય ઇન્દ્રિયોને આંતરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૪

પરિચ્છિન્ન છે સહુ પુષ્પ તેમાં એક સૂતર જેમ છે,
ત્રય અવસ્થાના સાક્ષી રૂપે તત્વ વ્યાપક તેમ છે;
બુદ્ધિ અને મન વાણીથી જે ચિજ છે સર્વોપરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૫

જેમ કૂંદન કડાં કંઠી વિવિધ રૂપે થાય છે,
તેમ પુરૂષ જગત્ રૂપે નિગમ એવું ગાય છે;
અભેદને અદ્વૈત એવું સત્ય ચૈતન્ય રહ્યું ફરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ન ઠરી. ૬

જે જ્ઞાન દીપ્તિ દેહમાં છે તેજ અર્ક વિષે રહે,
ભાનું પ્રકાશે તેજ હું જ્ઞાતા વ્યતિહારે કહે;
સુયત્નથી અભ્યાસ એવો ઉરમાં લેતાં ભરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૭

શુભ દાનને ઉપાસના અધ્યયન કરીને વેદનું,
શ્રદ્ધા ધરે સત્ ચિત્તમાં ખંડન થવા સહુ ભેદનું;
નિર્મળ કરી નિજ દિલને સાધન રહ્યા છે જે ધરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૮

શમ દમ અને ઉપરામ આણી તત્વ અષ્ટક જે ભણે,
તે અમિત પદ પામી પછીથી જન્મ મરણ સદા હણે;
મુકુન્દમાં મળતાં સદા આનંદ રૂપે રે'તરી,
તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રે'ને ઠરી. ૯

પ્રમાણ—

जन्मवृद्धिपरिणत्यपक्षय
व्याधिनाशनविहीनमव्ययम् ।
विश्वसृष्ट्यवनघातकारणं
ब्रह्म तत्वमसि भावयात्मनि ॥

**ભાવાર્થ**—જન્મ, વૃદ્ધિ, પરિણામ, અપક્ષય, વ્યાધિ અને નાશથીરહીત, અવિનાશી તેમજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ જે બ્રહ્મ છે તે તુંજ છે તેવી તારા હૃદયમાં તું ભાવના કર.

---

અવતરણિકા—મનન કર્યા પછી છેવટ નિદિધ્યાસનનો પ્રસંગ છે માટે અંતમાં નિદિધ્યાસન માટે આત્મચિંતન—

### મણકો ૧૦૯

( રાગ ચોપાયાનેમળતો )

શ્રીમચ્છંકર દૈશિક ચરણે નમું ઉભય કર જોડી,
શ્રીસદ્‌ગુરૂ ગોવિન્દ છે મારી ભવ તરવાની હોડી;
ઉભય સ્વરૂપે એક સદા છે સચ્ચિદાનંદ દેવા,
સત્ય શરણ છે તેનું મારે જીવન્મુક્તિ સુખ લેવા. ૧
આત્મ સ્વરૂપે અભેદ એનું ચિંતન આજ કરૂં છું,
શંકરની ગિર્વાણ ગિરાને ગુર્જરમાં ઉચરૂં છું;

બ્રહ્મ સ્વરૂપછે મારૂં એવો દઢ નિશ્ચય છે મારો,
વ્યાપક વાસુદેવ સ્વરૂપે ક્ષણું ન કોથી ન્યારો. ૨

બંધ મોક્ષ એકે નહિ મારે સહુ કલ્પના કૂડી,
બ્રહ્મ સ્વરૂપથી પૃથક્ ન ઉરમાં વાત વસી એ રૂડી;
એમ ઉપાસું સત્ય સ્વરૂપને સ્થિતિ બ્રહ્મમાં મારી,
ચિદ્ સ્વરૂપે શુદ્ધ સદા હું ચિત્તમાં ચિંતન ભારી. ૩

અસંગને અબાધિત હું છું ઉપાધિના કશુ મારે,
ચૈતન્ય રૂપ નિરંતર મારૂં મુજ મન એવું ધારે.
બ્રહ્મસ્વરૂપ હું પોતે છું તો પછી વર્ણાશ્રમ કેવાં,
નિશ્ચય એવું ભાસે મુજને ગગન પુષ્પના જેવાં. ૪

અહંબ્રહ્મ તે જાણ્યું ત્યારે સર્વે બ્રહ્મસ્વરૂપે,
ભૂત ઇશિને દેવ ન દિસે મિથ્યા માયા કૂપે;
હું છું જૂદો હરિ છે જૂદા એ રીતે ઉપાસે,
પશુ સમાન પુરૂષ પીડાતો દ્વૈત દુઃખના ત્રાસે. ૫

બ્રહ્મ સ્વરૂપે હુંજ દેવ છું અન્ય કશુ ના દિસે,
આનંદાર્ણવ મધ્યે મારૂં અભેદ મનડું હિસે;
સદાય બ્રહ્મસ્વરૂપને સમરે તેનાં દુષ્કૃત જાએ,
ગતિ પરમપદમાં થઇ તેનું આવાગમન વિલાએ. ૬

જો ક્ષણ બ્રહ્મસ્વરૂપને સમરે તિમિર તનનું નાસે,
અવનિનું અંધારૂં અળપે તરણિ તણા પ્રકાશે;
બ્રહ્માર્ણવ ભરપૂર ભર્યો છે અભાન બુદબુદ એમાં,
એ બુદ બુદ આકાશ સ્વરૂપે અનિલ ઉપજ્યો તેમાં. ૭

પવન વિષેથી પાવક પ્રકટયો વન્હિમાંથી વારિ,
પાણીમાંથી પૃથ્વી ઉપજી આદિ નરને નારી;

સહુ સમાયાં એ ઊર્વિમાં જમીન જળમાં જાતાં,
જ્વલન મહિ જળ પ્રવેશ કરતાં, શુક્ર સમિર સમાતાં. ૮

આશુગ અંબર માંહે આવ્યો નભ અવ્યાકૃતરૂપે,
અવ્યાકૃત આત્મામાં મળતાં હું તે બ્રહ્મસ્વરૂપે;
ચક્ર પાણિ હું વિષ્ણુ પોતે માધવને મુરારી.
કર્તા ભોકતા તણી કૃતિ સહુ અવિદ્યાએ વિસ્તારી. ૯

અનન્તને અચ્યુત અમર હું ગોવિન્દને ગિરિધારી,
અશેષ આનંદસ્વરૂપ મારૂં જન્મગતિ નહિ મારી;
નિરાલમ્બને નિરાકાર હું નિર્વિકલ્પ કહાવું,
સત્ ચિદ્ આનંદરૂપ સદા હું માયાને વશ નાવું. ૧૦

બ્રહ્મરૂપ ભરપુર ભર્યું છે કદિ નહિ સંસારી,
અભ્યાસ કરૂં આનંદ થકી હું એ શબ્દો ઉચ્ચારી;
ધ્યાન યોગ એક માસ કરે તો બ્રહ્મહત્યાથી છૂટે,
એક અયન જો નિત્ય રટે તો કિલ્મિશ સર્વે ખૂટે. ૧૧

એક સંવત્સર સ્નેહે સમરે સર્વે સિદ્ધિ પામે,
જીવતાં સુધી સદા જપે તો જીવન્મુક્તિમાં જામે;
દેહ નહિ હું પ્રાણ નહિ આ ઇન્દ્રિયો નહિ મારી,
મન બુદ્ધિને ચિત્તનહિ હું અહંકૃતિ ખસનારી. ૧૨

નહિ પવન હું પૃથ્વિપાણી પુષ્કર પાવક ન્યારાં,
શબ્દ સ્પર્શ રૂપ રસગંધ તે કદિ ન હોયે મારાં;
નહિ સંસૃતિ સ્વરૂપમારૂં મારામાં નહિ માયા,
સાક્ષી સ્વરૂપે શદાશિવ હું જેવાં જળને છાયા. ૧૩

કર્તા ભોક્તા સંગરહિત છું પરમેશ્વર છું પોતે,
પુણ્ય પાપની વાત જેમ કોઇ લખે બત્તીની જ્યોતે;
તેમ ઇન્દ્રિયો ચેષ્ટા કરતી હું છું સાક્ષી ન્યારો,
આદિ મધ્યને અંત મુક્ત છું બહ્માત્માના મારો. ૧૪

સ્વભાવ નિર્મલ શુદ્ધ પ્રકાશી સંશય કંઇના મારે,
અનન્ત શક્તિમાન્ સદા હું સર્વ તણા આધારે;
સત્યાનંદ ને બોધ સ્વરૂપ હું વ્યાપક છું સહુ ઠામે,
એવું ચિંતન અહર્નિશ મેં જમાવ્યું હૃદય મુકામે. ૧૫

પ્રપંચ આ સઘળો છે તે તો જૂઠો સ્વપ્નના જેવો,
વેદ સાક્ષીને ગુરૂ કૃપાથી કીધો અનુભવ એવો;
મારામાંથી સર્વ થયું છે મારામાં છે સ્થિતિ,
અંતે સઘળું લય મારામાં બ્રહ્મસ્વરૂપ નિર્ભિતિ. ૧૬

બ્રહ્મસ્વરૂપ હું નહિ સંસારી બ્રહ્મ થકી ના ન્યારો,
મુકુન્દ નામે દેહ નહિ હું પિંડ નહિ એ મારો;
શુદ્ધ સનાતન સ્વરૂપ હું છું એક અભેદ સદાએ,
એક અદ્વિતીય બ્રહ્મસ્વરૂપમાં જન્મ-મરણ ન કદાએ. ૧૭

## દોહરો

ચિંતન આત્મસ્વરૂપનું, કીટ ભ્રમરની પેરઃ
કરતાં શાન્તિ પામશો, સદા રહી નિર્વેર.
હર્ષ શોક હૈયે નહિ, નહિં જગતનું ભાન;
દિલ દર્પણમાં જન જુએ, નિજ પ્રતિબિંબ સમાન.

પ્રમાણ—

धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात् ।
नित्यानंदस्वरूपोऽहं पूर्णोऽहं तदनुग्रहात् ॥
अकर्त्ताहमभोक्ताहमविकारोऽहमक्रियः ।
शुद्धबोधस्वरूपोऽहं केवलोऽहं सदाशिवः ॥

ભાવાર્થ—તેમના (શ્રીગુરૂના) અનુગ્રહથી હું ધન્ય, કૃતકૃત્ય અને સંસાર ગ્રહથી મુક્ત થયો છું. હું નિત્ય આનંદ

સ્વરૂપ અને પૂર્ણ છું. હું અકર્તા, અભોકતા, અવિકાર, ક્રિયારહિત, શુદ્ધબોધ સ્વરૂપ અને કેવલ સદા શિવ છું.

**અવતરણિકા**—જ્ઞાની પુરૂષ સર્વ વિશ્વને પોતાનું સ્વરૂપ સમજી છેવટ સર્વને સુખરૂપ અનુભવ થાય એથી પરમાત્માથી પ્રાર્થના કરે છે—

મણુકો ૧૦૯
( રાગ આશાગોડી )

સહુને સુખીઆં કરજો, પ્રભુજી સહુને સુખીઆં કરજો. ટેક
સુહૃદતાને સજ્જનતાનો, ભાવ હૃદયમાં ભરજો. પ્રભુજી ૧
નિત્ય નિરામય નરને નારી, ભૂધર ભવરોગ હરજો પ્રભુજી ૨
પ્રેમતણી દૈ સર્વને પદવી, આપો શાન્તિનો દરજ્જો. પ્રભુજી ૩
દ્વેષ અસૂયા દુષ્ટ વાસના, સહુની આપ આવરજો. પ્રભુજી ૪
નિજ કલ્યાણને નિરખવાની, દૃષ્ટિ હૃદયમાં ધરજો. પ્રભુજી ૫
મુકુન્દ ચરણુની સેવા સાધી, સહુ સંસૃતિથી તરજો. પ્રભુજી ૬

**પ્રમાણ—**

**शुभमस्तु सर्वजगतः परहितनिरता भवन्तु भूतगणाः**
**दोषाः प्रयान्तु शान्तीं सर्वत्र जनः सुखी भवतु ॥**

**ભાવાર્થ**—સર્વ જગતનું શુભ થાઓ, સર્વભૂતો બીજાનું હિત કરવામાં પ્રીતિવાળા હો; સર્વ દોષો શાન્તિ પામો અને સર્વજનો સુખી હો ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૪ | અહ | અહં |
| ૭ | ૮ | હન્મંદિર | હૃન્મંદિર |
| ૧૩ | ૧૭ | મર્ણુ | મરણુ |
| ૧૫ | ૧૯ | रत्ना | रन्ता |
| ૧૮ | ૧૬ | निबोदत | निबोधत |
| ૧૯ | ૩ | હરી | હરિ |
| ૨૦ | ૧૫ | सेविनो | सेवितो |
| ૨૬ | ૧૫ | પરિણામે | પરિણામે |
| ૩૧ | ૨ | અવિનાશી | વિનાશી |
| ૩૧ | ૬ | ખાડી માંહી | ખાડા માહે |
| ૩૧ | ૧૧ | લાવ્યો | લાગ્યો |
| ૩૧ | ૧૬ | पंच | पंचः |
| ૩૨ | ૧૨ | પદ્મ | પદ્મે |
| ૪૦ | ૧૨ | સત | સંત |
| ૪૩ | ૧૫ | वघ्नं | विघ्नो |
| ૪૬ | ૧૬ | द्वितिया | द्वितीया |
| ૫૫ | ૫ | પાછી | પાછા |
| ૭૧ | ૨૫ | પ્રેમ | પ્રેમે |
| ૭૪ | ૧૫ | અંતરરે | અનંતરે |
| ૮૨ | ૧૬ | मतोत्थ | मतीत्थ |
| ૮૪ | ૧૧ | द्रुःख | दुःख |
| ૮૫ | ૧૧ | ગુરૂ:ાર | ગુરૂરાય |
| ૯૩ | ૨૨ | જનને | તે જનને |
| ૧૦૨ | ૧૧ | મુકુદન્ને | મુકુન્દને |
| ૧૦૭ | ૨૨ | પ્રાણીમાં | પાણીમાં |
| ૧૦૮ | ૧૭ | જાજું | ઝાઝું |
| ૧૧૫ | ૨૧ | ઝાંઝાં | ઝાઝાં |
| ૧૧૯ | ૧૬ | सूर्थ | सूर्य |
| ૧૨૨ | ૧૫ | પીંડ | પિંડ |
| ૧૨૪ | ૬ | तस्य | तस्मै |
| ૧૩૮ | ૨૪ | ધૂર | ધીર |

# यति मुकुन्दाश्रमजी तरफथी मळतां पुस्तको

१ वेदान्तसार *
२ दर्पदलन *
३ पद्यमंजरी *
४ वेदान्त प्रक्रिया *
५ विचारसागर ( पद्यभाग अर्थ साथे ) +
६ अव्यक्त बोध *
७ पत्र व्यवहार (सनातनीने समाजीओनो)
८ वैधव्य धर्मादर्श
९ सत्यसुधा
१० सुरता स्वयंवर
११ गृहस्थनी गाडी
१२ सायं स्तुति
१३ सनातन धर्मनी पडतीनां कारणो
१४ श्री शिवमहिम्न स्तोत्र (गुजराती पद्यानुवाद)
१५ श्री चिद्घन वाणीविलास +
१६ श्री कैवल्य कुंची *
१७ तत्त्वादर्श
१८ मृत्युमीमांसा +
१९ प्रबोधमाला +

उपरनां पुस्तको हशे त्यां सुधी [*] आवी निशानीवाळां माटे एक आनानी अने [+ आवी निशानी माटे बे आनानी तथा बाकीनाने माटे अर्धा आनानी टीकीट मोकलनारने विनामूल्ये आपवामां आवशे. टीकीट विना खली पत्र पर ध्यान आपवामां आवशे नहि.

:: व्यवस्थापक ::

**स्वामी प्रणवाश्रम**

ठे चन्दनलक्ष्मी पाठशाळा–खंभात.